

# કર્તવ્યમાં મૂકવા લાયક વચનામૃતો.



વી. સ. ૨૪૪૮. વિ. સ. ૧૯૭૮

ઈ. સ. ૧૯૨૧

સંગ્રહ કર્તા તથા પ્રકાશક.

**વેલજી દેવરાજ. શાહ.**

ઠે. કે. એન. સેલર પ્રેસ, ચીંચપોકલી, મુંબઇ નં. ૧૨.

## A Spiritual Prayer.

Come gracious sprit, Heavenly Dove,
With light and confort from above;
Be Thou our Gaurdian, Thou our Guide,
O'er every thought, and step preside.
The light of truth to us display,
And make us know and choose Thy way;
Plant holy fear in every heart,
That we from God ne'er depart.

*Unknown.*

---

## Do all the good you can etc.

Do all the good you can, by all the means you can,
In all the ways you can, in all the place you can,
At all the time you can, to all the people you can,
As long as ever you can.

# કર્તવ્યમાં મૂકવા લાયક વચનામૃતો.

कर्तव्यमेव कर्तव्यं प्राणैः कंण्ठ गतैरपि ।
अकर्तव्यं न कर्तव्यं प्राणैः कंण्ठ गतैरपि ॥

હરિગીત.

આદર મળો કે ના મળો, અમને કશી પરવા નથી,
ત્યમ ફળ મળો કે ના મળો, તે જાણવા ઇચ્છા નથી.
કર્તવ્ય કરવા જન્મ આ, દિનરાત તેમાં રવ રઇ
ઋણ મુક્ત વિશ્વ થકી થવા, કર્ત્તવ્ય કરવું છે સહી.

—:૦:—


સંગ્રહ કર્તા તથા પ્રકાશક.

**વેલજી દેવરાજ શાહ.**

મુંબઈ.



વીર. સં. ૨૪૪૮ વિક્રમ સં. ૧૯૭૮ ઇ. સ. ૧૯૨૧

પ્રથમાવૃત્તિ.

કીંમત ૦-૬-૦

## मातृभूमिने चरणे.

ऐ मातृभूमि तेरे चरणोमें शिर नमाउं।
मैं भक्ति भेट अपनी, तेरे शरणमें लाउं॥
तेरेही काम आउं, तेराही मंत्र गाउं।
मन और देह तुजपर, बलिदान मैं चढाउं॥

(इन्द्र)

જે કોઇ આ પુસ્તક વાંચી, વિચારી વર્તનમાં મૂકશે તેને અવશ્ય લાભ થશે.

---

આ પુસ્તક મુંબઇ નં. ૯૩ ચીંચપોકલી પરેલ રોડ પર લેડી નોર્થકોટ હિન્દુ ઓરફનેજ કે. એન. સેલર પ્રેસમાં **જાદવજી પીતાંબર ઠક્કરે** છાપ્યું છે અને **વેલજી દેવરાજ શાહે** તેજ ઠેકાણેથી પ્રસિધ્ધ કર્યું છે.

# પ્રકાશક તથા સંગ્રહ કર્તાની પ્રસ્તાવના.

——:o:——

મેં આ વચનામૃતો આજથી લગભગ પાંચ–સાત વર્ષ પર સંગ્રહ કરી રાખેલા હતા. હું જ્યારે નિશાળમાં અંગ્રેજી ત્રીજા ચોથા ધોરણનો અભ્યાસ કરતો હતો તે વખતેજ મને થયા કરતું હતું કે આ સઘળા વચનામૃતો સાથે એક પુસ્તકના આકારમાં છપાવ્યાં હોય તો કેવું સારૂ ?

આ મારી ભાવના આજ સફળ થતાં મને અનહદ આનંદ થાય છે સંગ્રહ કરેલાં વચનામૃતોમાં આજ વધારો કર્યો છે. આજ ચાલતી પ્રવૃતિને અંગે આવશ્યક વચનામૃત સંગ્રહ પણ સાથે સાથે મૂકયો છે. સારાં પુસ્તકો પણ માત્ર વાંચી જવાથી લાભ નથી, થતો પણ તે વાંચી, વિચારી તેમાંથી બોધ લઈ કર્તવ્યપરાયણ થવાથીજ લાભદાયી નીવડે છે. **મહાત્મા ગાંધીજી**ના વચનમાં મને કહેવા દો કે " હજાર ખાંડી શાસ્ત્ર વાંચન કરતાં એક અધોળ ક્રિયા વધી જાય છે. " આ તત્વનું યથાર્થ સ્વરૂપ સમજીએ તો આ વચનામૃતોના વાંચનથી અને વાંચન પછી મનનથી અને મનન પછી વર્તનથી ખરેખર આપણને અમૂલ્ય લાભ પ્રાપ્ત થાય એ ચોક્કસ છે.

આશા છે કે વાંચકવૃંદ આ વચનામૃતના સંગ્રહનો સદુપયોગ કરી તેનો સારો પ્રચાર કરશે. આજ આપણે ચૈતન્ય હીન બની જઇ, મન અને ઇંદ્રીઓના ગુલામ બની જઇ મનુષ્યનું ખરૂં સ્વરૂપ વીસરી ગયા

છીએ. ગાંધીજી જેવા મહાત્મા પુરૂષની વીર હાકથી જાગૃત થઇ વેળા-સર ચેતી જઇ વર્તન કરતા થઇ જઇશું તો જરૂર આપણો ઉદય નજી-કમાંજ છે. ગાંધીજી આખરમાં કહે છે કેઃ—

“હિન્દ જેવું કરશે તેવું ભરશે.” લીંબડો વાવી આંબાની આશા રાખવી ફોકટ છે. માટે સ્વાદિષ્ટ આમ્ર ફળની લ્હેજત લેવા ઇચ્છા થતી હોય તો તેવાં બી વાવો અને તેવાંજ પાણીનું સિંચન કરો. કૃતિ વગરનું જ્ઞાન એકડા વગરના મીંડા જેવું છે. માટેઃ—

વાંચી વર્તન રાખશો, જરૂર ઉદય તમ થાય,
વર્તનમાં મૂક્યું નહિ, વાચન ફોગટ જાય.

અંતમાં હંસ દૃષ્ટિથી સાર—રૂપ પયનું પાન કરી—કૃતિમાં મૂકો અને અભ્યુદયને વરો.

ૐ શાંતિ શાંતિ શાંતિ.

**सर्वजना सुखीनो भवन्तु—ईत्यलम्.**

પ્રકાશક તથા સંગ્રહ કર્તા.
**વેલજી દેવરાજ શાહ.**

કે. એન. સેલર પ્રેસ.
**ચીંચપોકલી. મુંબઈ નં. ૧૨**

# કર્તવ્યમાં મૂકવાલાયક વચનામૃતો.



## પ્રથમ ખંડ.

### પ્રભુ પ્રતિ યાચના.

શિખરણી.

મહા મંગળકારી, ગુણનિધિ વિભૂ પાય લાગું,
મહા તેજસ્વી ને, ત્રિભુવનપતિ નિત્ય યાચું;
નિવારી દોષોને, મમ હૃદયમાં વાસ કરજો,
મતિ રૂડી આપી, સંકટ સમયે સહાય કરજો.

હે પ્રકાશમય, સત્યસ્વરૂપ પિતા, જગતમાંથી દોષ દુરાચાર ભ્રષ્ટતા, અને પાપ નિર્મૂલ કર. પાપનો અમલ દૂર કરી, સર્વ હૃદયોમાં તારા કૃપામય અમલની સ્થાપના કર. મગરૂરી અને લોભનો નમ્રતા આગળ પરાજય થાય, વિષય અને અમર્યાદ આચારનો પવિત્રતા અને મિતાચાર આગળ પરાજય થાય, તિરસ્કાર, ઇર્ષ્યા અને વૈરનો ઉદારતા આગળ પરાજય, મહત્વાકાંક્ષા અને આ જગત ઉપરની આસક્તિનો નિસ્વાર્થ અને ગરીબી આગળ પરાજય થાય એવી અમારી યાચના છે.

(શતાવધાનિ પંડિત રત્નચંદજી મહારાજ.)

૧ જેમ સૂર્યથી દિવસ, ચંદ્રથી રાત્રી અને સુપુત્રથી કુલ શોભે છે, તેમ બુદ્ધિના પ્રકાશ વડે માણસ શોભે છે.

૨ જ્ઞાન વિના જીવનની ખુબીઓ જાણી શકાતી નથી. સદ્દવિદ્યા વિનાનું જીવન અજાગલ સ્તન જેવું નિરર્થક છે.

૩ પુત્ર કે પુત્રી એ બેમાંથી એકને પણ અભણ રાખવાં તે વ્યવહારમાંનું પૈડું ભાંગ્યા બરાબર છે.

૪ ધર્મના સંસ્કારો પાડયા સિવાય વ્યવહારિક જ્ઞાનમાં આગળ વધવું તે નાસ્તિકતાની હદમાં પ્રવેશ કરવા સરખું છે.

૫ બીજા ઉપર વિશ્વાસ ન રખાય તો પણ તમારી જાત પર તો વિશ્વાસ રહેવોજ જોઇએ.

૬ "હું આત્મા છું, અમર છું, અનંત શક્તિવંત છું, આનંદમય છું" આ નિશ્ચિત વાકયોને હૃદયમાં કોતરી રાખો.

૭ આત્મશ્રદ્ધા છે ત્યાંજ શાંતિ છે માટે પરમશાંતિ મેળવવી હોય તો આત્મશ્રદ્ધા રાખો.

૮ મહા પુરૂષોના બોધ વચનો; દુર્ગતિ અને દુઃખના ખાડામાંથી માણસને ખેંચવાને દોરીની ગરજ સારે છે.

૯ સદ્બોધ સાંભળો, સમજો, હૃદયમાં ઉતારો અને વર્તનમાં મૂકો. જેમ ચાખ્યા વિના સાકરની મીઠાશ આવતી નથી તેમ વર્તનમાં મૂકયા સિવાય શ્રવણ ફળતું નથી.

૧૦ એક ઉદરમાંથી જનમ્યા તેનેજ નહિ પણ એક દેશમાં અને એક ધર્મમાં જનમ્યા હોય તેને ભાઇ તરીકે માનો.

૧૧ "કુટુંબ કલેશ અને ખરાબ સોબત" એ બેનો જ્યાં ઉદય થાય, તે કુટુંબની પડતી દશા સમજવી.

૧૨ સ્ત્રીઓને એટલું છુટાપણું ન આપો કે જેથી સ્વચ્છંદી બની અનાચારને માર્ગે ઉતરી જાય; તેમ એટલું દબાણ પણ ન રાખો કે

જેથી તે ગુલામડી જેવી સ્થિતિમાં રહી ગુલામ જેવી પ્રજા ઉત્પન્ન કરે.

૧૩ દયાના માર્ગમાં એકેંદ્રિય અને પંચેદ્રિયનો વફાવત સમજો. સ્થુલ દયા ન હોય તો સુક્ષ્મ દયા ક્યાંથી આવે ?

૧૪ પૂજ્ય વડિલોની આજ્ઞા નહિ પાળો, અને તેનું સન્માન નહિ કરો, તો તમારાં સંતાનો તરફથી તમારૂં સન્માન થાય કે તમારી આજ્ઞાનું પાલન થાય એવી આશા રાખવી ફોગટ છે.

૧૫ સ્ત્રીઓ અને બાળકોને કહો:--કે કડાં, સાંકળાં અને બંગુડીઓ હાથનાં ભૂષણ નથી પણ હાથનું ભૂષણ દાન છે અને કાનનું ભૂષણ હિત વચનો સાંભળવાં તે છે.

૧૬ માણસના ખુન કરતાં સત્યનું ખુન ઓછું ભયંકર નથી. એક વાર અસત્ય બોલવાથી પ્રમાણિકપણું ચાલ્યું જાય છે.

૧૭ "પર ધન પત્થરસમ ગણો અને પર સ્ત્રી માત સમાન ગણો." આ શિક્ષા વચનો એક ક્ષણ પણ ભૂલી જાઓ નહિ.

૧૮ કરકસર ભાઇની ગરજ સારે છે પણ તે કૃપણતામાં ન ભળે ત્યાં સુધી. કૃપણતા એ એક મ્હોટું કલંક છે.

૧૯ સ્વતંત્ર થવાને જેટલી કોશીશ કરવામાં આવે તેટલી સ્વચ્છંદી ન બનવામાં કરવી જોઇએ.

૨૦ નિરાભિમાની થવું, પણ તેમાં સ્વમાનભંગ ન થવો જોઇએ. કારણ કે સ્વમાનની લાગણી માણસને ઉચ્ચ કાર્યમાં પ્રેરે છે.

૨૧ તમે બીજાનેજ ઠગો પણ બીજાઓ તમને ઠગી ન જાય તેની સાવચેતી રાખજો. વિશ્વાસનો આ જમાનો નથી.

૨૨ સંતોષ રાખો પણ નિરાધાર થઇ બીજાના આશ્રય ઉપર લટકી રહેવું પડે તેવા આળસુ ના બનો.

૨૩ મીઠા બોલા થવું, પણ સામા માણસનું અહિત થાય તેવું મીઠું બોલી માખણુદાસીઆ થવું ખરાબ છે.

૨૪ નિર્ભય બનો, પાપનો પગલે પગલે ભય રાખો; કેમ કે બેદરકારીથી લાગતાં પાપનો સરવાળો લાંબો થાય છે.

૨૫ કેળવણીનો અધિક પ્રકાશ પણ નાસ્તિકતાની ધ્રુમમાં ઝાંખો પડી જાય છે અને અંધકારમાં દબાઇ જાય છે.

૨૬ નાસ્તિકતાની જેટલીજ ધર્માંધતા ભયંકર છે. નાસ્તિકતા આત્માનું બગાડે છે ત્યારે ધર્માંધતા સમાજને બગાડે છે.

૨૭ દરેક ઘરને સત્ય જ્ઞાનનો બગીચો બનાવો કે જેથી આવનાર માણસને સદ્બોધ રૂપ પુષ્પની સુગંધીનો લાભ મળે.

૨૮ જીભ અને હોજરીને બરાબર કાબુમાં રાખો કેમકે તનદુરસ્તી અને સલામતીનો આધાર તેના પર છે.

૨૯ પ્રાણ જતાં પણ સત્યધર્મને છોડો નહિ કેમકે પ્રાણ ફરીથી મળશે પણ સત્યધર્મ ફરીથી મળવો મુશ્કેલ છે.

૩૦ બીજાઓની દુષ્ટતા જોઇ તમે દુષ્ટ ન બનો. જે જેવું કરશે તેને તેવું ફળ મળશે એ કુદરતનો કાયદો છે.

૩૧ જીવનની એક ક્ષણ કરોડો સોના મહોરોથી પણ ખરીદી શકતી નથી તેને વ્યર્થ ગુમાવવા જેવી બીજી કઈ નુકશાની છે?

૩૨ સદ્ ઉદ્યોગ, સદ્ભાગ્યનો સહોદર છે. આજની કિંમત કાલથી ડબલ છે. આજે બને તે કાલ પર ન રાખો.

૩૩ વખત કુદરતનો ખજાનો છે, ઘડી અને કલાકો તેની તીજોરીઓ છે, પળો અને સેન્કડો તેના કિમતિ હીરા છે. ડાહ્યા માણસો કિમતિમાં કિમતિ હીરાને ગુમાવવા કરતાં એક પળને વ્યર્થ ગુમાવવામાં વધારે નુકસાની સમજે છે.

૩૪ જ્ઞાન, અને વિવેક ખરી આંખો છે, એના વિના માણસ છતી આંખે આંધળો છે, તે ખાડમાં પડે તેમાં શી નવાઇ ?

૩૫ ડોકટર, બૅરીસ્ટર કે પ્રૉફેસરની ડીગ્રી મેળવવામાંજ કેળવણીનો હેતુ પુરો પડતો નથી પણ જાહેર સેવા બજાવવામાં અને આત્મશ્રેય સાધવામાં તેનો ખરો હેતુ પાર પડે છે. ખરી રીતે જેનાથી મન મારતાં શિખાય તેજ ખરી કેળવણી છે.

૩૬ જે માણસ પોતાની ઇચ્છાને કાબુમાં રાખી શકે નહિ તે જીવન મુશ્કેલીઓ દૂર કરી વિજય મેળવી શકે નહિ.

૩૭ સમાજ સેવા અને દેશ સેવા એ ઉત્તમ છે પણ આત્મ-સેવા સર્વથી ઉત્તમ છે કેમકે જગતના સર્વ પ્રાણીઓને આત્મવત્ ગણે, પરધન પત્થર ગણે, આત્મસેવા થઇ શકે છે.

૩૮ પ્રશંસાની ઇચ્છાથી નહિ, પણ પ્રશંસા થાય તેવાં કાર્યો કરો. કીર્તિ સત્ય કાર્યની સાથેજ રહે છે.

૩૯ જો તમારે મ્હોટા થવું હોય તો પ્રથમ નાના બનો, ઉંડો પાયો નાખ્યા વિના મ્હોટું મકાન ચણી શકાતું નથી.

૪૦ મ્હોટાઇનું માપ ઉમ્મરથી કે શ્રીમંતાઇથી નહિ પણ અક્કલથી કે ઉદારતાથી થાય છે, માટે ડાહ્યા અને ઉદાર બનો.

૪૧ તલવારની કિમત મ્યાનની નહિ પણ ધારથી થાય છે, તેમ માણસની કિમત ધનથી નહિ પણ સદાચારથી થાય છે.

૪૨ વેર લેવું એ હલકાઇનું કામ છે. ત્યારે ક્ષમા આપવી એ મ્હોટાઇનું કામ છે. વૃક્ષો પત્થર મારનારને પણ ફળો આપે છે.

૪૩ વાદળાંઓ વરસે છે અને વૃક્ષો ફળ આપે છે ત્યારે નીચા નમે છે, તેમ સમૃદ્ધિ વધ્યા પછી વધારે નમ્ર બને તેજ સજ્જન ગણાય.

૪૪ વરસાદ માગ્યા વગર વરસે છે, તેમ સજ્જનો માગ્યા વગર પોતાની સમૃદ્ધિ, પરોપકારના કામમાં ખર્ચે છે.

૪૫ મોટી પદવીએ ચઢયા પછી પણ ગરીબોના ઉપર દયા ન રાખે તેજ સેતાન. સેતાનની ઉપર કાંઇ શીંગડાં ઉગતાં નથી.

૪૬ સખાવત સ્વર્ગની કુંચી છે અને દયા ખાનદાનનો ખજાનો છે. પત્થર જેવા હૃદયની સાથે ખાનદાની રહેતી નથી.

૪૭ નદીનું પાણી અસલ સમુદ્રમાં ભળે છે તેમ દાન આપનારની દોલત વ્યાજ સીખે દાતારને પાછી મળે છે.

૪૮ ભુંડાઇને બદલે ભલાઇ કરે અને અપકારનો ઉપકાર કરે તે ખરો સત્પુરૂષ સમજવો.

૪૯ ચડતીમાં ગર્વ ન કરે, પડતીમાં ખેદ ન કરે, અને શરણાગતનો કદી ત્યાગ ન કરે તેજ ખરો મ્હોટો માણસ ગણાય.

૫૦ સાંભળે કે ગ્રહણ કરે, તેનેજ શિખામણ આપવી તેજ સારી. મૂર્ખને શિખામણ દેવી તે સાપને દૂધ પાવા બરાબર છે.

૫૧ બીજાને ઠપકો આપો એજ અવગુણ પોતામાં હોય તો પ્રથમ પોતાનો અવગુણ દૂર કરવો જોઇએ અને પછી બીજાને કહેવું.

૫૨ ચોર, વ્યભિચારી, ધર્મદ્રોહી અને રાજદ્રોહી માણ-
થી દૂર રહેવું; તેમની સોબતથી આપણી પાયમાલી થાય છે.

૫૩ અનેક યુદ્ધોમાં જય મેળવે તે કરતાં મનોરાજ્ય પર
'ય મેળવે તે મોટો યોદ્ધો ગણાય.

૫૪ શ્રીમંતો અને ત્યાગીઓને સંતોષમાં જે સુખ મળી
કે છે તે બીજી કોઇપણ ચીજમાં મળતું નથી.

૫૫ ધનમાં, મોજશોખમાં અને ખાવાપીવામાં સંતોષ
ખવો પણ જ્ઞાનમાં દાનમાં અને ધર્મમાં સંતોષ ન રાખવો.

૫૬ જેનાથી દુઃખ મટે તેનીજ પાસે હૃદય ખોલવું. જેની
ની પાસે હૃદય ખોલવાથી માણસની હલકાઇ થાય છે.

૫૭ અફીણ કરતાં કરજ વધારે ઝેરી છે. અફીણ ખાનારનેજ
ારે છે ત્યારે કરજ દીકરાના દીકરાને પણ મારે છે.

૫૮ ઉત્તમ પુસ્તકો સત્સંગ જેટલું કામ કરે છે ત્યારે ખરાબ
સ્તકો સત્સંગની સારી અસર ભુંસી નાંખે છે.

૫૯ ધર્મનું મૂળ વિનય છે. કપટથી નહિ પણ ખરા દિલથી
ડેલો, સજ્જનો અને ગુરૂઓનો વિનય સાચવવો.

૬૦ ઉપકારીનો ઉપકાર ભૂલી જવામાં માણસાઇનો ગુણ
ડ્ડી શકતો નથી. પશુ પણ ઉપકારનો બદલો વાળે છે.

૬૧ મ્હોટું મન અને મ્હોટાં કાર્યોમાંજ ખરી મ્હોટાઇ સમા-
ગ્રી છે પણ મોટી વાતો કરવામાં મ્હોટાઇ સમાયેલી નથી.

૬૨ સખાવત વગરની દોલત ચૈતન્ય વગરના દેહ જેવી
ર્માલ્ય અને સ્પર્શ કરવાને નાલાયક છે.

૬૩ દાનનો પડઘો સ્વર્ગના દ્વાર સુધી પહોંચે છે અને દાતારના યશોગુણ ગાવા શાસન દેવોને આકર્ષે છે.

૬૪ આપણા માટે દોલત છે પણ દોલત માટે આપણે નથી. દોલત માટે જીંદગી ગુમાવવી તે આત્માને ગુમાવવા બરાબર છે.

૬૫ કરણી તેવી પાર ઉતારણી, જેવું દેવું તેવું લેવું, હાથે તે સાથે, આ અનુભવી વાક્યોને હમેશાં યાદ રાખો.

૬૬ લક્ષ્મી ચંચળ છે, પ્રાણ પ્રાહુણા છે, જુવાની જવાની છે, આયુષ્ય અસ્થિર છે, ધીરજનું સ્થાન એક ધર્મ છે.

૬૭ ગત કાળનો શોચ કરવો નહિં, ભવિષ્ય કાળનો વિશ્વાસ રાખવો નહિં, અને વર્તમાનને વ્યર્થ જવા દેવો નહિ.

૬૮ મૃત્યુ એક ક્ષણ પણ થોભશે નહિ, લાલચથી લલચાશે નહિ, માટે કાલે કરવું હોય તે આજેજ અત્યારે કરો.

૬૯ જરીયાન વસ્ત્રો અને હીરા માણેકના અલંકારો કરતાં માણસને વધારે શોભાવનાર શીલ ( બ્રહ્મચર્ય ) છે.

૭૦ સોના રૂપાના અને હીરા માણેકનાં ભૂષણો નષ્ટ થાય છે ત્યારે શીલરૂપ ભૂષણ અખંડ રહે છે.

૭૧ પાછળથી પશ્ચાતાપ કરવો પડે તેવા કામની શરૂઆત ન કરવામાંજ ખરૂં ડહાપણ સમાયેલું છે.

૭૨ અભયપદ મેળવવું હોય તો બીજાઓને અભય આપો, તેમજ સુખ મેળવવું હોય તો સુખ આપો.

૭૩ બીજાનું બુરૂં ચિંતવવું તે પોતાનું બુરૂં કરવા બરોબર છે કેમકે “ખાડો ખોદે તે ખાડમાં પડે”

૭૪ પ્રાણીઓના પ્રાણ લુંટવા એજ હિંસા નથી પણ લાગણી દુઃખાય તેવું કંઇ પણ કરવું કે ચિંતવવું તે હિંસા છે.

૭૫ ક્રોધની ક્રૂરતા સામે ક્ષમાનું ખડ્ગ રાખો અને માનનું મર્દન કરવામાં નમ્રતાનો પાઠ શીખો.

૭૬ માયાના મૂળને કાપી સરલ બનો અને લોભને ક્ષોભ પમાડી સંતોષી રહો, કેમકે જ્યાં સરલતા અને સંતોષ છે ત્યાંજ ધર્મનો નિવાસ છે.

૭૭ આપણે બીજાને ઉપકાર કર્યો હોય અને બીજાએ આપણો અપકાર કર્યો હોય એ બન્ને વાતો યાદ રાખવી નહિં.

૭૮ સત્યની સીમામાંજ વિજયનો વાવટો ફરફરે છે " કૂડ ત્યાં ધૂળ અને કપટ ત્યાં ચપટ " એ નીતિનો પરંમ મંત્ર છે.

૭૯ અપ્રમાણિકતાથી મેળવેલ અખૂટ દ્રવ્ય કરતાં પ્રમાણિકતાનો મેળવેલો એક પૈસો વધારે કિમતી અને ટકાઉ છે.

૮૦ વિશ્વાસઘાત, ચોરી, કપટ, પ્રાણીવધ, કન્યાવિક્રય અને સ્વામિદ્રોહ કરી મેળવેલી સંપત્તિ, સંપત્તિ નહિ પણ વિપત્તિ છે.

૮૧ અન્યાય અને અધર્મથી ઉપાર્જન કરેલ દ્રવ્યને પૂર્વના પુણ્યનો પુરો ટેકો ન હોય, તો તે દશ વરસથી વધુ રહી શકેજ નહિ.

૮૨ જે ધન વડે દીન અને દુઃખી જનોનો ઉદ્ધાર કર્યો નહિ, સત્પાત્રમાં દાન આપ્યું નહિ અને કુટુંબીઓનું પોષણ કર્યું નહિ તે ધન નહિ પણ ધૂળ છે.

૮૩ આવકના પ્રમાણમાં ધર્મ માર્ગે ધનનો કોઇપણ વ્યય કરવો તે લક્ષ્મીને લ્હી કર્યા બરાબર છે.

૮૪ નિંદા કર્યા વગર, નહિ રહેવાતું હોય તો પોતાનીજ નિંદા કરવી કેમકે બીજાઓની નિંદા કરવી તે આત્માને ઝેરી બનાવવા બરાબર છે.

૮૫ વિકરાળ વાઘના મુખમાં હાથ નાખવા કરતાં દુર્જનની સોબત કરવામાં વધારે ભયંકરતા છે.

૮૬ માબાપની સેવા ભકિત કરવામાં અને તેમની આજ્ઞા પાળવામાં પુત્રની ખરી પવિત્રતા સમાયેલી છે.

૮૭ હિતચિંતક માબાપ, નિસ્વાર્થી ગુરૂ અને સદ્ગુરૂ એ ત્રણેની આજ્ઞા પાળવી તે ઈશ્વરની આજ્ઞા પાળવા બરાબર છે.

૮૮ મોજશોખને માટે નહિ પણ ધર્મ અને પરમાર્થ માટે શરીરનું સ્વાસ્થ્ય જાળવવું; કેમકે જ્યાં શરીર સ્વસ્થ હોય ત્યાં મન પણ સ્વસ્થ હોય છે.

૮૯ પાંચે ઇંદ્રિયોને છુટી મૂકવી તે આપત્તિનો માર્ગ ખુલ્લો મુકવા બરાબર છે.

૯૦ ધર્મ એ કલ્પવૃક્ષ છે, મોક્ષ અને અભ્યુદય એ બે તેનાં ફળો છે, મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ એ ચાર ભાવના તેનું મૂળ છે. મુળ વિના શાખા અને શાખા વિના ફળ નથી માટે મોક્ષરૂપ ફળ મેળવવું હોય તો ભાવનારૂપી મૂળને મજબુત બનાવો.

( મુનિશ્રી નાનચંદજી મહારાજ. )

૯૧ જગતના સ્વરૂપને યથાર્થ રીતે જોતાં શીખો.

૯૨ દરેક માણસે પોતાના હિતવર્ધક ધારાના હિમાયતી થવું.

૯૩ દરેક માણુસે પોતાના વૈદ્ય અને ગુરૂ પોતે થવું.

૯૪ દયાનો મધુર લાગણી ભર્યો સ્વભાવ એજ ઉંચ દશાની નિશાની છે.

૯૫ નીતિ એ ધર્મનો પાયો અને સત્ય એ ધર્મનું સ્વરૂપ છે.

૯૬ સત્યને સાક્ષી અને સોગનની જરૂર નથી.

૯૭ ધર્મ કરણી એવી કરો કે પ્રત્યક્ષ ફાયદો જણાય.

૯૮ જગત વલ્લભ થવું હોય તો અમીની દષ્ટીથી જોતાં શીખો.

૯૯ જીવન સફળ કરવું હોય તો કર્તવ્ય પરાયણ બનો.

૧૦૦ ખરી શોભા વધારવી હોય તો સદાચરણી અને સુશીલ બનો.

૧૦૧ શ્રેયની ઇચ્છા હોય તો સદ્ ઉદ્યમી અને હિંમતવાન બનો.

૧૦૨ જીવતાં એવું શીખો કે પોતાનું મરણ સુધરે.

૧૦૩ માત્ર વાતો કરશો કે કાંઇ કરી બતાવશો?

૧૦૪ વચન બોલવામાં દરિદ્રી ન બનો.

૧૦૫ ખરાબ વિચાર કરવા એ ઝેર પીવા બરાબર છે.

૧૦૬ પવિત્ર વિચાર કરવા એ અમૃત પીવા બરાબર છે.

૧૦૭ આપત્તિ એ માણસને વિચાર કરતાં શીખવે છે.

૧૦૮ દુઃખ એ આપણી ભૂલની થયેલી સજા છે.

૧૦૯ સુખ એ આપણા ઉત્તમ પ્રયત્નની બક્ષીશ છે.

૧૧૦ સારા નરસા વિચાર એ પૂર્વના પુરૂષાર્થનું પરિણામ છે.

૧૧૧ અભયદાન એ પરમ નિર્ભયતાનું કારણ છે.

૧૧૨ અવિચારી કાર્ય એ પસ્તાવાનું કારણ છે.

૧૧૩ અવિદ્યા એ સર્વ દોષનું અને વૈર એ મહાભયનું કારણ છે.

૧૧૪ તેજ જાગૃત છે કે જે આત્માનું રક્ષણ છે.

૧૧૫ તેજ જીવે છે કે જે જીવનનો ખરો ઉદ્દેશ જાણીને વર્તે છે.

૧૧૬ સઘળી ફત્તેહનો આધાર પોતાના મનના જીતવા ઉપર છે.

૧૧૭ જીવતાં છતાં મરતાં આવડે તો વારંવાર મરવું નજ પડે.

૧૧૮ દુઃખીને દિલાસો આપજો પણ હિંમત છોડાવી ગભરાવશો નહિ.

૧૧૯ ન્યાય બુદ્ધિની નિર્બળતા તે પ્રત્યેક વિઘ્ન રૂપ છે.

૧૨૦ સખાવત વગરની દોલત ચૈતન્ય વગરના દેહ જેવી નિર્માલ્ય છે.

૧૨૧ શારીરિક કે માનસિક આરોગ્ય બગડે એવું વ્યસન સેવશો નહિ.

૧૨૨ જે કાર્ય કરતાં અનેક દુશ્મનો થઇ પડે તે કાર્ય કરશો નહિ.

૧૨૩ જુલ્મ કરી મેળવેલ નફો, નફો નહિ પણ જબરી નુકસાની છે.

૧૨૪ જ્યાં જોડાઓ ત્યાં જવાબદારી કેટલી છે તે જરૂર તપાસજો.

૧૨૫ વિદ્યાભ્યાસ શીખો તો આરોગ્ય રહેવાની વિદ્યા પહેલી શીખજો.

૧૨૬ આળસુ અજાણપણે અનેક દુર્વ્યસનોનો ભોકતા થાય છે.

૧૨૭ આળસના અનન્ય ભકતોની દારિદ્રતા હમેશા ખંતથી ભકિત કરે છે.

૧૨૮ તમે જો મોટા હો તો મોટું મન રાખો અને મોટાં કાર્ય કરી બતાવો.

૧૨૯ કરોડો રૂપીઆના વ્યયે પણ જે યશ નથી મેળવાતો તે યશ ધનના વ્યય વિના માત્ર પ્રમાણિકપણામાં જામે છે.

૧૩૦ મિત્રો! પંથ વિકટ છે, રસ્તામાં લુંટારા ઘણા ઘુમે છે, સાથે જોખમ ઘણું છે માટે બહુ સાવચેતીથી ચાલશો.

૧૩૧ ઉંઘમાં ઘણો સમય ગયો છે. હવે ઉંઘી જવાનો આ વખત નથી માટે જાગો; નહિ તો પાછળથી પસ્તાશો.

૧૩૨ બીજાની ફરજો જાણવાની માથાફોડ કરવા કરતાં પોતાની ફરજો જાણી યથાશકિત વર્તાય તો વધારે સારૂં.

૧૩૩ અગત્યના ખર્ચ માટે જોઇએ એટલામાંજ સંતોષી થવુ કેમકે મોજશોખ માટે તો દુનિયાની સંપતિ અપૂર્ણ છે.

૧૩૪ એવું મધુર ન બોલવું-બનવું કે કોઇ ગંડુ બનાવી ગળી જાય; તેમ એવા કડવા પણ ન થવું કે કોઇ અવિવેકી જાણી થૂંકી નાંખે

૧૩૫ જેટલું બને તેટલું જાતે કરો, અનુભવો, પરિશ્રમ લઇ સિદ્ધ કરો, કારણ કે અન્યનો આશ્રય નિરાશા ઉત્પન્ન કરે છે.

૧૩૬ મૂર્ખાઓ ખાનપાનની મજા ખાતર જીવન ગાળે છે અને ડાહ્યાઓ પવિત્ર જીંદગી ગાળવાને માટે ખાનપાન લીયે છે.

૧૩૭ જે બાબતનો ઠપકો આપણે બીજાને આપીએ તેજ બાબતની એબ આપણામાં છે કે નહિ તેનો પ્રથમ વિચાર કરો.

૧૩૮ જેમ બને તેમ સત્ય, પ્રિય અને ન્યાયશીલ થવું અને સત્યપુરૂષોના ચરિત્રો સદાકાળ સ્મરણમાં રાખવાં.

૧૩૯ પ્રત્યેક નુકસાની અને ખેદનું મૂળ પ્રમાદ છે અને પ્રત્યેક ચમતકાર અને લાભનું મૂળ પુરૂષાર્થ છે.

૧૪૦ લોકાપવાદ ખાતર પોતાનું અગર પોતાના આશ્રિતોનું અશ્રેય થવા દેવું એ આપણા હૃદયની નિર્બળતા છે.

૧૪૧ દુષ્ટતા જેવું પોતાનું અનિષ્ટ પોતે કરે છે, તેવું અનિષ્ટ મસ્તકનો છેદનાર દુશ્મન પણ નથી કરતો.

૧૪૨ તમારાથી ઉતરતા પ્રાણીઓ પર દયા કરો, તો તમારા પર તમારા વડિલો દયા કરશે.

૧૪૩ કુબુદ્ધિ રૂપ બકરૂં કાઢવા જતાં અભિમાન રૂપ ઉંટ પેસી ન જાય એની બરાબર સંભાળ રાખો.

૧૪૪ તમો તમારી પ્રજાને જો ઉત્તમોત્તમ બનાવવા ધારતા હો, તો પ્રથમ તમે ઉત્તમ પ્રકારના આચરણવાળા બનો.

૧૪૫ દુનિયામાં ખારિલા અને અદેખા માણસ જેવા પોતાનું નુકસાન કરનારા ભાગ્યેજ હોય છે.

૧૪૬ સત્ય એજ શ્રેષ્ટ ધર્મ છે. અને સંતોષ સર્વ સુખનું મૂળ છે.

૧૪૭ જીવ માત્રની સેવા એજ કલ્યાણનું સાધન છે.

૧૪૮ પ્રેમે પશુ પણ વશ થાય છે. મીઠાં વચન એ અમૃતનાં ટીપા છે. અને કરવું તેવું પામવું; અને વાવવું તેવું લણવું એ કુદરતનો કાયદો છે.

૧૪૯ સતકર્મથી મેલ ધોવાઈ શુદ્ધી મળે છે ત્યારે નબળા વિચાર નઠારાં છોકરાંની પેઠે હાની કરે છે.

૧૫૦ તૃષ્ણા એ દુઃખનું મૂળ છે, ક્રોધ બુદ્ધિનો નાશ કરે છે અને ક્રોધરૂપી અગ્નિ ખામોશ રૂપી પાણીથી ધોવાઈ જાય છે.

૧૫૧ દ્વેષ, ચિંતા અને દુઃખનો ભંડાર છે.

૧૫૨ ભગવાનની ભક્તિ કરતાં નઠારાં કર્મ કરવાં તે દુધમાં ઝેર ભેળવવા બરાબર છે.

૧૫૩ દારૂ દેહને બાળી નાંખે છે અને આસપાસ આગ સળગાવે છે.

૧૫૪ મા-બાપ, રાજા અને ગુરૂ એ પૃથ્વીપર પરમેશ્વરનાં રૂપ છે.

૧૫૫ સત્સંગ તાપને ટાળી સુખશાંતિ આપે છે ત્યારે કુસંગ તાપમાં વૃદ્ધિ કરી સુખ અને શાંતિનો સંહાર કરે છે.

૧૫૬ સાધુ પુરૂષોનો વેશ પહેરવા ઉતાવળ કરવા કરતાં સાધુતાને પ્રગટાવવાને વધારે ઉતાવળ કરવી.

૧૫૭ થોડી ભૂલમાં જે બેદરકારી રહે છે તે વખત ગયે મોટી ભૂલો કરવાનો વ્યસની થાય છે.

૧૫૮ દુઃખીયાની અથવા સંત પુરૂષોની સેવા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો અગ્લાનીપણે સેવા કરજો.

૧૫૯ વધારે મ્હોટાઇ મેળવતાં પહેલાં ધ્યાનમાં રાખજો કે જવાબદારી પણ મ્હોટાઇના પ્રમાણમાં છે.

૧૬૦ સંસાર સમુદ્રથી તરતાં ન આવડે ત્યાં સુધી ગૃહસ્થાશ્રમના સમુદ્રમાં પડશો નહિ.

૧૬૧ સમજણ યુકત જેટલી સ્વતંત્રતા એટલું સુખ છે અને પરવંત્રતા એટલું દુઃખ છે.

૧૬૨ બ્હારનું દબાણ માણસને જરી વધારે નીતિવાન બનાવી શકતું નથી.

૧૬૩ બીજાના દોષ જોવામાં આપણે જે શકિતને વ્યર્થ ગુમાવીએ છીએ તે શકિતથી આપણે પોતાના વિચારોને કેળવવાની વધારે અગત્ય છે.

૧૬૪ હું મારી જાત કરતાં કુટુંબને વધારે ચાહું છું, મારા કુટુંબ કરતાં મારા દેશને વધારે ચાહું છું, અને મારા દેશ કરતાં આખા જગતને વધારે ચાહું છું.

૧૬૫ એકવાર ભોજન પુરેપુરૂં જમી ગયા પછી બીજીવાર જમવું એ રોગોને આમંત્રણ કર્યા બરાબર છે.

૧૬૬ નાળિયેર જેવા ઝાડો પોતાના ઉછેરનારને મધુર પાણી ભરેલાં ફળો આપીને પ્રતિ ઉપકાર કરે છે તો માણસ પ્રતિ ઉપકારનો ગુણ કેમ પડતો મૂકે?

૧૬૭ અંતરમાં ગુણ ન હોય તો બ્હારનો આડંબર નકામો છે એટલુંજ નહિ પણ દુનિઆને ફસાવનાર ફાંસી છે. ગાયની કિંમત ઘંટડીઓ બાંધવાથી વધતી નથી પણ ઇષ્ટ અને મિષ્ઠ દૂધથીજ વધે છે.

( પાઠમાળા આદિક પાઠ્ય પુસ્તકોમાંથી. )

૧૬૮ ખાનપાનની ખાતર જીંદગી નથી પણ જીંદગી ખાતર ખાનપાન છે.

૧૬૯ અંગકસરત આરોગ્યતાને અર્થે અતિ ઉપયોગી છે.

૧૭૦ વિદ્વાન વિદ્યાના બળથી અસંખ્ય માણસપર સરસાઈ ભોગવે છે એટલુંજ નહિ પણ રાજા જયારે પોતાના દેશમાંજ પુજાય છે ત્યારે તે ( વિદ્વાન ) સર્વ સ્થળે માન પામે છે.

૧૭૧ પ્રમાણિકપણાના પ્રમાણમાં પૈસો તથા પદવી પ્રાપ્ત થાય છે.

૧૭૨ જાહેર હિંમતનો સ્તુતિપાત્ર ગુણ ઘણા થોડા માણસોમાં જોવામાં આવે છે.

૧૭૩ રૂડા વિચાર, સત્ય વચન અને ભલાં કૃત્ય એ નીતિ છે.

૧૭૪ બીજાનું હિત ઇચ્છવું એવી વૃત્તિ સદ્‌ગુણી માણસોનાં હૃદયમાં થાય છે.

૧૭૫ ચઢતા દહાડાના દોસ્તોની પરિક્ષા પડતો દહાડો કરે.

૧૭૬ જેમ પડી રહેલું લોઢું કાટથી ખવાય છે તેમ શરીર આળસથી ખવાય છે.

૧૭૭ પરિશ્રમ વિના અભ્યાસ નહિ અને અભ્યાસ વિના જ્ઞાન નહિ.

૧૭૮ પ્રતિદિવસ સૂતી વેળા આપણા વખતનો હિસાબ તપાસવો.

૧૭૯ સત્ય કોમળ અને પ્રિય લાગે તેવાં વચન બોલવાં.

૧૮૦ પરમશાંતિને આપનાર માત્ર ક્ષમાજ છે.
૧૮૧ ક્રોધનો ત્યાગ કરવાથી શોક કરવો પડતો નથી.
૧૮૨ પોતાની મોટાઇ અને પારકાની નિંદાનો ત્યાગ કરો.
૧૮૩ કોઇ પ્રાણીની હિંસા ન કરતાં મિત્રતાથી વર્તવું.
૧૮૪ જે કાર્ય કલ્યાણકારી હોય તે આજેજ શરૂ કરો.
૧૮૫ મા-બાપની સેવા એ સર્વ ધર્મનો ઉપદેશ છે.
૧૮૬ જે કાંઇ કરવું હોય તે કુશળતા અને ઉદ્યોગથી કરવું.
૧૮૭ ન્યાય અને દયા બન્ને પ્રભુને ગમતા સદ્ગુણો છે.
૧૮૮ અતીથિ સત્કાર એ ગૃહસ્થાશ્રમનો મુખ્ય ધર્મ છે.
૧૮૯ નઠારી સોબતથી સારો માણસ પણ બગડે છે.
૧૯૦ કસરત આનંદભરી અને શરીર કસે એવી કરવી.
૧૯૧ આનંદી સ્વભાવ, શરીર સુખાકારીનું મોટું કારણ છે.
૧૯૨ વિદ્યા એજ માણસનું ખરેખરૂ રૂપ અને ધન છે.
૧૯૩ મનના મેલને કાઢી નાખવો એજ ખરૂં સ્નાન છે.
૧૯૪ કોઇનો દ્રોહ કરીને પ્રભુની ક્ષમા માગવી બસ નથી.

૧૯૫ વિદ્યાએ બુદ્ધિનું ભોજન છે અને જ્ઞાન મેળવવાને મન પંડે મહેનત કરે તો બુદ્ધિની કસરત છે.

૧૯૬ રેતીમાં તમારૂં ગાડું દોરવાને ગમે તેવું ખરચ હશે તો ચાલશે પણ મોટા અરબી ઘોડાને એ કામ સોંપવામાં ઉલટું જોખમ છે. ( કાર્લાઇલ. )

૧૯૭ કામ કરવાથીજ કામ કરવાની શકિત કેળવાય છે. માનસિક શકિતઓ પણ ઉદ્યોગથીજ ખીલે છે. ( એરિસ્ટોટલ. )

૧૯૮ અવલોકન કરો, અનુસરો અને દોરો.

૧૯૯ જે કાંઇ કામ કરવાનું હોય તે કરતાં પહેલાં તે કેમ કરવું એ હરેક કરનારે શીખવું જોઇએ. ( ઝાકોટો. )

૨૦૦ જેટલો તમે થોડો દાવો કરશો તેટલું તમોને વધારે મળશે.

૨૦૧ સાદી અને સ્વાભાવિક રીતે વર્તો અને જેવા હો તેવાજ દેખાઓ. ખોટો આડંબર કદાપિ કરવો નહિ.

૨૦૨ સારા ગણાવવાનો પ્રયત્ન કરવો નહિ; સારા થવાનો પ્રયત્ન કરો.

૨૦૩ જે કાંઇ કરો તે તમારી સઘળી શક્તિ વડે કરો.

૨૦૪ સહન કરો અને ક્ષમા કરો. ( એપિકટેટસ. )

૨૦૫ નિરૂદ્યમમાંજ નિરાશપણું રહેલું છે.

૨૦૬ જેઓ બળથી જીતે છે, તેઓનો શત્રુ માત્ર અર્ધો જીતાયો છે. ( મિલ્ટન. )

૨૦૭ તું ચોરી કરીશ નહિ, એવો પરમેશ્વરનો હુકમ છે.

૨૦૮ જો તમે છેક ઉતાવળે વાંચશો કે છેક ધીમે વાંચશો તો તમને ખરાબ ટેવ પડશે.

૨૦૯ જો તમે નાનપણમાં ખોટી ટેવ પાડશો તો તે ટેવ મોટપણમાં સુધારવી અઘરી થઇ પડશે.

૨૧૦ જો તમે તંદુરસ્તી ચાહતા હો તો ખાવાપીવામાં મિતાહાર રહો.

૨૧૧ કદી ચોરી કરશોના; કોઇ તમારી પાસે ચોરી કરાવે તો તેને કહો કે " પરમેશ્વર બધું જુએ છે, હું તેની આજ્ઞા તોડવા હિમ્મત કરૂં નહિ. "

૨૧૨ પરોઢીએ ઉઠીને ખેતરમાં ચાલવું એ ખુશકારક છે.

૨૧૩ સારા હસ્તક લખવા ઉપયોગી છે.

૨૧૪ મોતને માટે તૈયારી કરવી એ જીવનનું મોટું ડહાપણ છે.

૨૧૫ ઉડાઉપણે પૈસા ખરચવા એ બેફીકુફી ભરેલું છે.

૨૧૬ કોઇનું નુકસાન કરીને માફ માગવી તેના કરતાં નુકસાન કરવાથી દૂર રહેવું એ વધારે સારૂં છે.

૨૧૭ ઇશ્વરને આપણા ખરા મનથી ચાહવો એ આપણી બીજી ફરજ છે.

૨૧૮ પોતાને જેમ ચાહીએ તેમ બીજાને ચાહવું એ આપણી બીજી ફરજ છે.

૨૧૯ માત્ર ખાવું, પીવું અને ઉંઘવું એ જીંદગીનો હેતું નથી.

૨૨૦ ઇશ્વરને ઓળખવો એ મોટામાં મોટી વિદ્યા છે.

૨૨૧ અનુભવ એ મોટો શિક્ષક છે, એના પાઠ કોઇ વીસરતું નથી.

૨૨૨ જીંદગી કેટલી ટુંકી છે, તે તમે જાણતા હો તો તમે દુનિયાની મિથ્યા મોઝમઝામાં આનંદ માનતા નહિ.

૨૨૩ જો તમે બધાને સુખી કરવા માગતા હો તો ગરીબ અને પૈસાદારને સરખી રીતે ચાહો.

૨૨૪ જેમ બને તેમ થોડા સોબતી રાખો અને તે સારા હોવા જોઇએ કેમકે સોબત તેવી અસર.

૨૨૫ કોઇની જન્મખોડની હાંસી કરવી એ અણુઘટતું છે.

( વિદ્યાર્થીબન્ધુ કિંવા ચારિત્ર સુધારણામાંથી. )

૨૨૬ મનુષ્ય એ વિવિધ ટેવો અને આદતોનું એક સંગ્રહ-સ્થાન છે.

૨૨૭ સદ્‌ગુણોનું ગ્રહણ કરવામાં કોઇપણ પ્રકારનો પ્રમાદ ભય કે ચિંતા કરવી નહિ.

૨૨૮ પહેલેથી નિર્ણય કરવાની ટેવ પાડો કારણ કે યોજના-પૂર્વક કિંવા કાર્યક્રમનો નિર્ણય કર્યા પછી જે કામનો આરંભ કરીએ છીએ તે કામ સહેલાઇથી અને થોડી મહેનતે પાર પડે છે.

૨૨૮ સતત્ પરિશ્રમ કરવાનો અભ્યાસ પાડો કારણ કે સતત્ ઉદ્યોગ ચાલુ રાખવો એજ વિજય પ્રાપ્ત કરવાનું ગુપ્ત રહસ્ય છે.

૨૩૦ આળસ એ મનુષ્યોના શરીરમાં રહેલો મહાન શત્રુ છે.

૨૩૧ મ્હારા જીવનમાં એક એવો દિવસ પસાર થયો નથી કે જે દિવસે મેં કાંઇપણ વાંચ્યું કે લખ્યું ન હોય. સેનેકા.

૨૩૨ વિઘ્નો દ્વારા પુનઃ પુનઃ મુશ્કેલીઓ મૂકાવા છતાં ઉત્તમ પુરૂષો શરૂ કરેલ કાર્યને અર્ધેથી ત્યજી દેતા નથી.

૨૩૩ નકામી વાતોમાં સમયનો વ્યય કરવો એ મૂર્ખતા છે.

૨૩૪ આરંભેલા કામની પુર્ણાહુતિ કરવી અને વચમાં જે વિઘ્નો આવે તેનાથી નિરાશ ન થતાં સતત્ મંડ્યા રહેવું એને દૃઢતા કહેવામાં આવે છે.

૨૩૫ લક્ષ્મી તો શું પણ બુદ્ધિ અને મહત્તા પણ ઉદ્યોગથીજ પ્રાપ્ત કરી શકાય છે.

૨૩૬ સંસારમાં એક પણ મનુષ્ય એવો નથી કે જે પોતે ધારે તો યોગ્ય સમયે પોતાનું કામ ન કરી શકે.

૨૩૭ સમય એજ ધન છે. જેઓ સમયનો દુરૂપયોગ કરવાની આદતવાળા બની જાય છે તેઓ એક પ્રકારે ધનનોજ દુરૂપયોગ કરે છે એમ કહીએ તો ખોટું નથી.

૨૩૮ તમારી ફરજ છે કે જે વિષય તમને કંટાળાવાળો તથા અરૂચીકર લાગતો હોય તેને સંપૂર્ણ સાહસ અને પરિશ્રમવડે સરળ બનાવવા પ્રતિજ્ઞા કરો અને જ્યાં સુધી તમે તેમાં વિજયી ન થાઓ ત્યાં સુધી સતત્ લાગ્યા રહો.

૨૩૯ સાહસ અને દૃઢ નિશ્ચય ગમે તે વિષયને સરળ બનાવી શકે છે એ વાત કદાપિ ભૂલી જવી જોઇતી નથી અને વસ્તુતઃ એનુંજ નામ યથાર્થ પરાક્રમ છે.

૨૪૦ સર્વદા પ્રાતઃકાળે વહેલા ઉઠો કારણ કે જેઓ મોડા ઉઠે છે તેઓ આખો દિવસ ચાલવા છતાં સાંજ સુધીમાં અભીષ્ટ સ્થાને પહોંચી શકતા નથી.

૨૪૧ દિવસ ઉગવા છતાં પથારીમાં પડી રહેનારા માણુસો પૈકી કોઇને મેં ઉન્નત અવસ્થાએ પહોંચેલ જોયા નથી. ” (વિદ્વાન.)

૨૪૨ મનને નિર્બળ બનવા દેવું નહિ. એક ક્ષણ પણ જો મનની નિર્બળતા થઇ તો તેથી તમારા જીવનની ઉચ્ચ આકાંક્ષાઓ અને આશાઓપર પાણી ફરી વળે છે માટે મનોનિગ્રહ કરતાં શીખો.

૨૪૩ પ્રાણી માત્ર પર દયાભાવ રાખો.

૨૪૪ તમારા પ્રત્યે બીજાઓ તમારી ઇચ્છાનુકુળ વર્તે એવી

આશા રાખતા હો તો પ્રથમ તમે પણ બીજાઓ પ્રત્યે તેવાજ પ્રકારનું વર્તન રાખો.

૨૪૫ જેવાની સાથે તેવા થવાની નીતિ સજ્જન પુરૂષો સ્વીકારતા નથી. તેઓ તો ગમે તેટલું અનિષ્ટ કરનારનું પણ ઇષ્ટજ કરે છે.

૨૪૬ તમને કોઇ દુઃખ આપે તો તમે તેના બદલામાં દુઃખ ન આપતાં તેની ઉપર ઉપકાર કરો.

૨૪૭ એક ક્ષણ કાળનો, સજ્જન સમાગમ ભવરૂપી મહાસાગર તરવામાં નૌકા સમાન થઇ પડે છે.

૨૪૮ સચ્ચરિત્ર અને ઉદાર ભાવવાળા મહાત્માઓજ ત્રણ લોકમાં પૂજ્ય ગણાય છે માટે તમે પણ તમારા જીવનને સચ્ચરિત્ર બનાવો અને ક્રમે ક્રમે જીવનનું પરમ લક્ષ્ય સાધો.

૨૪૯ વિદ્યા વિના સર્વ નકામું છે. કેળવણી, એ સ્ત્રી અને પુરૂષોની જીંદગીમાં સુખ દુઃખનો સાથી છે.

૨૫૦ કૃષ્ણ પક્ષમાં અંધારી રાત્રિએ વ્યાપી રહેલ અંધકાર જેમ સૂર્યોદય થતાં નષ્ટ થાય છે, તેમ અજ્ઞાન રૂપી અંધકાર વિદ્યાથી નષ્ટ થાય છે

૨૫૧ દેશાટનમાં મુખ્ય સાથી, વ્હાલામાં વ્હાલો મિત્ર, અને મનુષ્યમાં આબરૂ અને દ્રવ્ય મેળવવાનું સાધન વિદ્યાજ છે.

૨૫૨ પૂર્ણ કૌશલ્યતા વિના સદુદ્યમ મળવો દુર્લભ છે. માટે હરેક વિદ્યામાં ને વાતમાં ઉત્કૃષ્ટતા મેળવવાનું દષ્ટ બિન્દુ-લક્ષ ચુકવા નહીં. દિન પ્રતિદિન જેમ બને તેમ તમારા અભ્યાસમાં વૃદ્ધી કરતા જાઓ.

૨૫૩ અભણ હો તો મરણ પર્યંત કાંઇક હુન્નર શીખો. ભણેલાએ જ્ઞાન તથા હુન્નર બન્ને વધારવા.

૨૫૪ સંપાદન કરેલી વિદ્યા ગુજરાન કરવા માટેજ ન સમજતાં તેને પરોપકાર તથા પરલોક માટે પણ કામમાં લેવી.

૨૫૫ સદ્ વિચાર તેજ સુખનું સાધન છે

૨૫૬ નિત્ય અભ્યાસ થોડો હોય તોપણ ઘણો છે.

૨૫૭ જે ઠેકાણે કંકાશ ને કજીયો ત્યાં સુખ શાંતિ અને ધન હોતાં નથી.

૨૫૮ ખચીત છે કે મનમાં ઇચ્છેલાં સર્વ કાર્ય સંતોષથી સફળ થાય છે

૨૫૯ કામદેવ ધુતારો છે, ઠગારો છે, ઘડી ઘડીમાં મનુષ્યને ફસાવે છે. વિદ્વાન માણસને પણ કોઇ વાર પોતાના પાપી પંજામાં ફસાવી દેતાં કાંઇવાર લાગતી નથી. કામાધિન પુરૂષો આ જગતમાં નિર્લજ અને ધિકારવા યોગ્ય ગણાય છે.

૨૬૦ કુસંગત નઠારી છે, તે સ્વાદમાં મીઠી સાકર જેવી પણ ગુણમાં વિષ સમાન છે. તેના પંજામાં સપડાયેલા પ્રાણીને હેરાન કરવામાં તે જરા ખામી રાખતી નથી.

૨૬૧ ખુશામતીયા આખરે તો નિંદાય છે ને લોકમાં આબરૂહિન થાય છે.

૨૬૨ નિમકહરામી જેનું અન્નોદક ખાય છે તેનુંજ બુરૂં કરવા તત્પર થતાં તેને કાંઇવાર લાગતી નથી. નિરંતર તે તેના સ્વાર્થમાંજ તણાતો જાય છે. પારકાના નુકશાનનું તેને ભાન થતું નથી. પણ આખરે નિમકહરામીપણું પ્રગટ થઇ તેના કર્તવ્ય-યોગ્ય શિક્ષા તેને થાય છે.

૨૬૩ ગુનો હરકોઇ પ્રકારે છાનો રહેતો નથી. ગુનેગારનુ હૃદય કદી શાંત હોતું નથી તે પોતાની ચોમેર ભય, ભયને ભયજ દેખે છે.

૨૬૪ જામીન થવા કરતાં જોગી થવું ઉત્તમ છે.

૨૬૫ ખરાબ રૂઢી પ્રમાણે વર્તો નહિ. જો તમે તમારા બાપદાદાના જેવા થવા ઇચ્છતા હો કદાચ કોઇના બાપદાદા કાણાં હોય તો પણ શું તમે પણ કાણા થશો? શું પિતાનો ધંધો ભિક્ષા વૃતિનો હોય તો પુત્રને પણ તેમજ આચરવું? નહિ, નહિ, એમ કદાપિ નજ કરવું.

૨૬૬ સાંભળનારને શુદ્ધ લાગે તેવા શુદ્ધ અંતઃકરણથી વચન કહેવાં. લોકપ્રિય થવાનો આ એક સારો રસ્તો છે.

૨૬૭ પરોપકાર, દયા અને દાન એ ઇશ્વરની પસંદગી મેળવવાનાં શ્રેષ્ઠ સાધનો છે

૨૬૮ જે બીજાની બુરાઇ તમારી પાસે કરશે તે તમારી બુરાઇ બીજા માણસ પાસે પણ કરશે માટે તેવાથી સદા દૂર રહેજો.

૨૬૯ દરેક પ્રકારના દુર્વ્યસનો મન, વચન અને કાયાથી ત્યાગ કરી સર્વદા સ્વચ્છ અને પવિત્ર હૃદયના બનો અને પોતાની પવિત્ર ફરજ પ્રેમપુર્વક બજાવો.

૨૭૦ મહેનતનું ફળ કદાપિ મળ્યા વિના રહેતું નથી. પણ એટલું સ્મરણમાં રાખવાનું કે જેવા કામમાં જેવા ઉત્સાહ અને કાળજીપૂર્વક જેટલી મહેનત કરી હશે તે પ્રમાણમાંજ શુભાશુભ ફળ અવશ્ય ઇચ્છાએ યા અનીચ્છાએ મળશેજ.

(દેશભકત.)

૨૭૧ તમારી ઉમેદ બર લાવવી હોય તો જીભ સચ્ચાઇ ભરેલી, જીગર પવિત્રાઇ ભરેલું અને કર્તવ્ય ભલાઇ ભરેલાં રાખજો.

૨૭૨ અકલવંત થવું હોય તો મુશ્કેલીમાં સબુરી, સ્વભાવમાં મીઠાશ અને ઉદ્યોગમાં ઉલટ રાખજો.

૨૭૩ ઉછીના આપેલા રૂપીઆ કરતાં ઉછીના લીધેલા રૂપીઆ ઘણા નાના દેખાય છે.

૨૭૪ બીજાઓ તમારૂં બુરૂં કરે તેનો બળાપો કરવાને બદલે તેનાથી કેવી વર્તણુક રાખો છો તેનો પહેલો વિચાર કરજો.

૨૭૫ વાતચિતમાં હમેશાં મધુર શબ્દો વાપરજો કેમકે ખરાબ શબ્દોથી ઘણી બુરી અસર થાય છે.

૨૭૬ એક મહાપુરૂષ કહી ગયા છે કે "તારા દુશ્મનને ગોળીથી વીંધજે પણ ખરાબ શબ્દોથી વીંધતો ના."

૨૭૭ ગુસ્સો એ એક એવી ગર્જના છે કે માનવી માત્રના માયાના દૂધને ખોટું બનાવી મૂકે છે.

૨૭૮ યાદ રાખો કે સારા કામો કર્યા વગરનો દિવસ તમોને ફરજના કરજમાં ડુબાવતો જાય છે.

૨૭૯ પ્રમાણિકપણાથી મહેનત કરો આજની મહેનતનું ફળ હમેશાં કાલે મળે છે. શીખી સમજીને કરવાથી કોઇની મહેનત બરબાદ જતી નથી.

૨૮૦ માથાના બચાવ માટે લોખંડની પેટી કરતાં સભ્યતા ભરી જબાન વધારે મજબુત છે.

૨૮૧ તરત નાશ પામનાર ત્રણ છે. નદીને તીરે વૃક્ષ, મંત્રી વિનાનો રાજા, અને પારકા ઘરમાં સ્ત્રી.

૨૮૨ જગતમાં ત્રણ મોટા ગણાય છે. ઇશ્વર, સ્વતંત્રતા, અને ગુરૂ.

૨૮૩ ત્રણ સહેજ માત્ર પણ આખી જીંદગીનો નાશ કરે છે કરજ, રોગ અને અગ્નિ.

૨૮૪ દુનિયામાં ત્રણ જણ હમેશાં દુ:ખીયા થાય છે નાદાન, નાહિંમત અને નાવારસ.

૨૮૫ મ્હોટાઇનો નાશ કરનાર ત્રણ છે; આળસ, નાદાન દોસ્તાર; અને સ્ત્રીની ગુલામગીરી.

૨૮૬ ઉતાવળે પ્રસિદ્ધ ત્રણ ચીજ થાય છે. સખાવત, સ્ત્રીને કહેલી ગુપ્તવાત, અને જારકર્મ.

૨૮૭ મિત્રાઇ કરવાને નાલાયક ત્રણ છે. કુર્ગ, કપટી અને કુલક્ષણી.

૨૮૮ ત્રણને ખબરદાર ગણવા નહિ. ૧ વાવણી કરે પણ કાપણી કરે નહિ. ૨ ઓરત સાથે લડે પણ ફાવે નહિ, કામનો આરંભ કરે પણ ફાવે નહિ.

૨૮૯ તજવા લાયક ત્રણ છે. પરધન, પરસ્ત્રી, અને પરનિંદા.

૨૯૦ બિમારી લાવનાર ત્રણ છે. આળસ, અનિયમીતતા, ખોરાકની અસ્વચ્છતા.

૨૯૧ ત્રણ સુતેલા જમાડવા નહિ; રાજા, મધમાખી અને સળગતી આગ.

૨૯૨ પૈસા કરતાં વધુ કિમતી ત્રણ છે. આલાદ, ઇજ્જત, અને અક્કલ.

૨૯૩ ત્રણથી ત્રણનો વધારો થાય છે. અનુભવથી અક્કલ, કસરતથી બળ, અને ઉદ્યોગથી કળ.

૨૯૪ જગતમાં ત્રણ ચીજથી હઠી જવું-વહેતું પાણી, મહાન પુરૂષોનો ગુસ્સો અને સળગતી આગ.

૨૯૫ વેપારમાં ત્રણ ચીજની મોટી જરૂર છે. દામ, હામ અને ઠામ.

૨૯૬ જાતિ અનુભવ મેળવવા માટે ઘણું ખમવું પડે છે.

૨૯૭ જગતમાં ઇન્સાફ વિના બાદશાહી, અકકલ વિના ઇન્સાફ. અને વિદ્યા વિના અઠકલ મેળવી શકાતી નથી.

૨૯૮ મિતાહાર-સુસ્ત થઇ જવાય એટલું ખાવું નહિ અને માથું ફરી જાય એટલું પીવું નહિ.

૨૯૯ મૌન્ય-બીજાને અથવા તમને ફાયદો કરે તે સિવાય બીજુ કાંઇ બોલવું નહિ. નજીવી વાતચીતથી દૂર રહેવું

૩૦૦ વ્યવસ્થા-તમારી દરેક ચીજને તેની યોગ્ય જગ્યાએ રાખવી તમારૂં દરેક કામ યોગ્ય વખતે કરવું.

૩૦૧ નિશ્ચય-તમારે જે કરવું અવશ્ય હોય તે કરવા નિશ્ચય કરવો અને જે કરવા નિશ્ચય કર્યો હોય તેજ કરવું.

૩૦૨ કરકસર-બીજાઓનું અથવા તમારૂં ભલું કરવા ખર્ચ કરવું; તે સિવાય ખર્ચ કરી ઉડાવી દેવું નહિ.

૩૦૩ ઉદ્યોગ-વખત ગુમાવવો નહિ. કોઇપણ ઉપયોગી કામમાં રોકાયેલા રહેવું. નકામા કાર્ય કરવાનું છોડી દેવું.

૩૦૪ શુદ્ધભાવ—બીજાનું નુકસાન થાય એવો દગો વાપરવો નહિ. નિર્દોષ અને ન્યાયી રીતે વિચાર કરવો. બોલ પણ તેવાજ બોલવા.

૩૦૫ ન્યાય—બીજાઓને જે ફાયદો કરવાની તારી ફરજ છે તે કરવાનું ભૂલી અથવા બીજા નહિ કરવાની તારી ફરજ છે તે કરી કોઇને દુઃખ દેવું નહિ.

૩૦૬ ક્ષમા—હદપાર જવું નહિ. તમારૂં કોઇએ નુકસાન કર્યું હોય તો તમારા મનને વ્યાજબી લાગે એટલું બધું વેર લેવું નહિ.

૩૦૭ શરીર કપડાં અથવા ઘરમાં અસ્વચ્છતા રહેવા દેવી નહિ.

• ૩૦૮ નજીવી બાબતોમાં અથવા સાધારણ કે અનીયમીત અકસ્માતથી ખોટું લગાડવું નહિ. શુદ્ધતા આદરવી.

૩૦૯ નમ્ર અને મહાનપુરૂષોનું અનુકરણ કરવું.

( માણેકલાલ નાગરદાસ શાહ રાજકોટ. )

૩૧૦ સદા સાચું બોલવું. ભૂલેચુકે પણ કદી જુઠું બોલવુંજ નહિ.

૩૧૧ માબાપ વડિલ અને શિક્ષકોને સદા માન આપવું, તેમની મર્યાદા રાખવી, તેમજ તેમની આજ્ઞાઓ તરત પાળવી. કાંઇપણ આનાકાની કે વિવાદ કરવો નહિ.

૩૧૨ માબાપ કે વડિલ હાજર હોય તો તેમને નમીને આજ્ઞાઓ તરત પાળવી, કાંઇપણ આનાકાની કે વિવાદ કરવો નહિ.

૩૧૩ હમેશાં મોં ધોઇને નિશાળે જવું અને સ્લેટ, ચોપડી અને શરીર ચોખાં રાખવાં.

૩૧૪ ખરચાળ થઇને પૈસા ઉડાવવાની ટેવ રાખવી નહિ. પૈસા ખરચવા સહેલા છે પણ મેળવવા બહુ મુશ્કેલ છે તે વાત હમેશાં યાદ રાખવી.

૩૧૫ પાઇ, પૈસા વડે બજારની ખાવાની જણસો ખરીદવા તરફ મન ન લલચાવવું. એવી જણસોથી રોગ થવા સંભવ છે માટે ખાવાની જણસો બને તો ઘેરથી બનાવેલી અથવા માબાપે ખરીદેલી લેવી.

૩૧૬ દરરોજ ખપની ચોપડીઓ દફતરમાં બાંધીને કે પાકિટમાં નાખીને નિશાળે લાવવી (છુટી ચોપડીઓ લાવવી નહિ કેમકે ખોવાઇ જવા સંભવ છે) અને પોતાનું દફતર પોતાની પાસેજ રાખવું. રખડતું મૂકવું નહિ.

૩૧૭ લુગડાં કે ચોપડીઓ ફાટે કે તરત સંધાવી લેવાં.

૩૧૮ ભણવામાં પુરેપુરૂં ધ્યાન આપવું અને દરરોજ ઉપર નંબર મેળવવા પ્રયાસ કરવો.

૩૧૯ મુકરર કરેલા વખતેજ રમવું, બાકીનો વખત ભણતરમાંજ ધ્યાન આપવું. રમતાં રમતાં કંકાસ કરવો નહિ.

૩૨૦ મિત્રો કે બેનીઓની ભૂલો સમજાવવી ને માફ કરવી કે ફરીથી તેવી ભુલો નહિ કરવા તેમને સમજણ આપવી.

૩૨૧ નિશાળના મકાનમાં દોડાદોડ કરવી નહિ તેમજ મોટે સાદે બોલવું નહિ. ધીમે ચાલવું અને ધીમે બોલવું.

૩૨૨ પેન, પેન્સીલ કે રબર અગર એવી બીજી જણસ જડે તો જેની હોય તેને સોંપવી, અગર શિક્ષકને સોંપવી. કદાપિ પારકી

કાંઇ જણુસ લેવાની જરૂર પડે તો તેના ધણીને પૂછયા વિના અથવા રજા લીધા વીના લેવી નહિ.

૩૨૩ ચોપડીમાં કે ભીંતે લીંટા કાઢવા નહિ. લખતાં સાહીના ડાઘા પાડવા નહિ.

૩૨૪ વર્ગમાં શિક્ષકના પૂછયા વિના બોલવું નહિ. બીજા સોબતીઓ સાથે રજા વિના વાત કરવી નહિ.

૩૨૫ આંધળા, લુલાં, વગેરે ગરીબ અને અપંગપર દયા રાખવી તેમને મદદ કરવી અને આપણે તેનાં કરતાં સારી સ્થીતિમાં છે માટે ઇશ્વરનો આભાર માનવો.

૩૨૬ નિશાળ સ્થાપકો અને શિક્ષકોનો અંતઃકરણથી આભાર માની તેમને શુભાશિંવાદ આપવો.

૩૨૭ પોતાના પેદા કરનાર પ્રભુજીનું હરઘડી સ્મરણ કરવું ને તેની હરક્ષણે બીક રાખવી.

## જ્ઞાનના બે બોલ.

(સુમતિ અને કુમતિ મિત્રોની કથામાંથી.)

૩૨૮ જગતમાં આદરવા યોગ્ય શું ? સુગુરૂનું વચન.
૩૨૯ શિઘ્ર કરવા યોગ્ય શું ? કર્મનો નિગ્રહ.
૩૩૦ મોક્ષતરૂનું બીજ શું ? ક્રિયા સહિત સમ્યક જ્ઞાન.
૩૩૧ સદા ત્યાગવા યોગ્ય શું ? અકાર્ય કર્મ.
૩૩૨ સદા પવિત્ર કોણ ? જેનું અંતઃકરણ પાપ રહિત હોય તે.
૩૩૩ સદા યૌવનવતી કોણ ? તૃષ્ણા.
૩૩૪ શુરવીર કોણ ? જે સ્ત્રીના કટાક્ષથી ન વિંધાય તે.
૩૩૫ મહત્તાનું મૂળ શું ? કોઇની પ્રાર્થના કરવી તે.

૩૩૬ આ દુનિઆમાં નરક જેવું દુઃખ શું? પરતંત્રતા.
૩૩૭ અસ્થિર વસ્તુ શું? યૌવન, લક્ષ્મી, અને આયુ.
૩૩૮ સદા જાગતું કોણ? વિવેક.
૩૩૯ આ જગતમાં અતિ ગહન શું? સ્ત્રી ચરિત્ર (તેથી વધારે પુરૂષ ચરિત્ર.)
૩૪૦ ચંદ્રમાના કિરણ સમાન શ્વેત કીર્તિને ધારણ કરનાર કોણ? સુમુનિ, સજ્જન જન.
૩૪૧ જેને ચોર લે નહિ તેવો ખજાનો શું? વિદ્યા, સત્ય, અને શીલવૃત્ત.
૩૪૨ જીવને સદા અનર્થ કરનાર કોણ? આર્ત અને રૌદ્ર ધ્યાન.
૩૪૩ અંધ કોણ? કામી અને રાગી.
૩૪૪ બધિર કોણ? જે હિત વચન ન સાંભળે તે.
૩૪૫ મુંગો કોણ? જે અવસર આવે પ્રિય બોલી ન જાણે તે.
૩૪૬ શલ્યની પેઠે સદા દુઃખ દેનાર શું? છાનું કરેલું કુકર્મ.
૩૪૭ અવિશ્વાસપાત્ર કોણ? યુવતિ અને અસજ્જન.
૩૪૮ સદા પૂજનીય કોણ? વિતરાગ દેવ, સુસાધુ અને સુધર્મ.
૩૪૯ આ દિવાની દુનીઆ કોણે જીતી? જેણે નિસ્પૃહતા ધારણ કરી તેણે.
૩૫૦ સદા ધ્યાનમાં રાખવા યોગ્ય શું? સંસારની અસારતા.
૩૫૧ અધમથી પણ અધમ કોણ? અંગીકાર કરેલું વૃત્ત જેણે જાણીને ખંડયું તે.
૩૫૨ ચિંતામણીના પેઠે દુર્લભ શું? આત્મગુણને પ્રગટ કરનાર સમ્યક્ત્વ રત્ન.

## ( શ્રી ભગવંત મહાવીરની આજ્ઞાઓ. )

(યોજક: મુનિ મહારાજ શ્રી વલ્લભ વિજયજી)

૩૫૩ તત્વજ્ઞાનનો અભ્યાસ કરો અને વિચારોને નિર્મળ બનાવવા પ્રયત્ન કરો.

૩૫૪ જીવનક્રમમાં ત્યાગ કરવા લાયક, અંગીકાર કરવા લાયક અને જાણવા લાયક શું છે? તેનો નિર્ણય કરો.

૩૫૫ પોતાની શકિતનો વીચાર કરો અને શક્તિ મુજબ ઉન્નતિક્રમમાં આગળ વધો.

૩૫૬ આત્મ વિશ્વાસ રાખો. કોઇના ઉપર આધાર ન રાખો.

૩૫૭ આત્મા અથવા આલોક કે પરલોકના સુખની ઇચ્છા રાખ્યા સિવાય જેટલું સત્કાર્ય થાય તેટલું કરો. " અમે શું કરીએ?" એવા નિર્માલ્ય વિચારો કાઢી નાંખી, પ્રમાદમાં જીવન ન ગુજારો.

૩૫૮ જો તમે ગૃહસ્થધર્મ અથવા સાધુધર્મના માર્ગના દ્રવ્ય અને ભાવથી શકિત મુજબ પ્રયાણ કરશો તો જરૂર મુકિત-પુરીએ પહોંચ્યા સિવાય નહિ રહો.

( સ્વામી વિવેકાનંદ—માંથી. )

૩૫૯ હજારો મણ ભારે લાંબી ચોડી મોટી મોટી વાતોને બદલે એક પાશેર જેટલું પણ પ્રત્યક્ષ કામ કરી બતાવો, તોજ કંઇક કર્યું કહેવાય.

૩૬૦ દોષ તો સર્વ કોઇ દર્શાવી શકે છે, પરન્તુ મુશ્કેલીમાંથી મહેનત લઇને જે માર્ગ કરી આપે છે તેજ માનવ જાતિનો સાચો મિત્ર છે.

૩૬૧ બળવાન થાઓ, તેજસ્વી થાઓ દુબળતા દૂર ફેંકી દો. અતૂલ બલ અને આત્મશકિત એ તમારા પૂર્વજોનો વારસો છે.

૩૬૨ એકં નાનામાં નાનું કાર્ય પણ જો હૃદયપૂર્વક યથાર્થ રીતે કરવામાં આવે તો તેનું અદ્ભૂત ફળ પ્રાપ્ત થાય છે.

૩૬૩ આપણામાંના ત્રણ માણસો પણ એક બીજાના તરફ ધિક્કાર દર્શાવ્યા વિના અથવા એક બીજાની તીવ્ર અદેખાઇ કર્યા વિના સાથે મળીને રહી શકતા નથી.

૩૬૪ તમારા પગપર ઉભા થાઓ! દુર્બળતા દૂર ફેંકી દો અને સ્વતંત્ર થાઓ. સ્વતંત્રતા–શારીરિક, માનસિક અને આધ્યત્મિક એવી સર્વ પ્રકારની સ્વતંત્રતા તમારો મુદ્રાલેખ રાખો.

૩૬૫ એ મુકિત, એ સ્વતંત્રતા સ્વભાવથીજ તમારામાં વિદ્યમાન છે, બહારથી મેળવવી પડે તેમ નથી.

૩૬૬ દુર્બળ અને નિર્વીર્ય શરીર વડે ગીતાનો અભ્યાસ કરવા કરતાં ફૂટ બોલની રમતથી તમે સ્વર્ગની નજીક જઈ શકશો.

૩૬૭ ઉલટાં ગરીબ અને દુઃખી મનુષ્યોજ આપણા પોતાના ઉધ્ધારના સાધન રૂપ છે. તેમની સેવા એજ તમારી ખરી પ્રભુ પુજા છે.

૩૬૮ અધ્યાત્મ વિદ્યાના અરિસામાં તમારૂં પોતાનું સ્વરૂપ જુઓ, તમારી અગાધ શકિતનો વિચાર કરો અને આલોક અને પરલોકના બધા ભયને સમુદ્રમાં ફેંકી દો.

૩૬૯ કોમલ હૃદયથી રડવાનો સમય નથી પણ પગલું ભરતાં ( પડતાં ) ધરતી ધ્રૂજે એવા વીર્યની આવશ્યકતા છે.

૩૭૦ પ્રબલ અભેદ ભાવના વિચારો દૃઢ થયા વિના ભારતનો કદાપિ ઉધ્ધાર થવાનો નથી.

૩૭૧ નજીક આવતું ભારતનું ભવિષ્ય પ્રાયઃ આપણા કાર્ય ઉપરજ આધાર રાખે છે.

## ( પ્રભુમય જીવનમાંથી. )

૩૭૨ મનુષ્યને જે વિઘ્નો જણાય છે તે વિઘ્નોનો ઉત્પન્ન કરનાર તે પોતેજ છે.

૩૭૩ જે પ્રમાણમાં પરમાત્મા તત્વરૂપી દિવ્ય પ્રવાહ તરફ આપણે આપણાં હૃદયના દ્વાર ખુલ્લા રાખીએ છીએ તેટલાજ પ્રમાણમાં આપણે છેક સાધારણ મનુષ્યમાંથી બદલાઇને દિવ્યમનુષ્ય બનીએ છીએ.

૩૭૪ જે કાંઇ સુદશા કે દુર્દશા આપણા પર આવી પડે તેનું કારણ બહાર શોધવાને બદલે આપણે આપણામાંજ શોધવું જોઇએ.

૩૭૫ સ્વભાવથીજ આપણે આપણી દશાના સ્વામિ થવાને સરજાયેલા હોવા છતાં માત્ર અજ્ઞાનતાને લીધેજ જે તે સંયોગોને આધીન બની જઇને તેના ગુલામની પેઠે વર્તીએ છીએ.

૩૭૬ જેટલા પ્રમાણમાં આપણને આપણી આંતરિક શક્તિ- ઓનો ખ્યાલ આવી શકે તેટલાજ પ્રમાણમાં આપણે બાહ્ય સૃષ્ટિપર સત્તા ચલાવી શકીએ.

૩૭૭ જે મનુષ્ય પૂર્ણ થશે તેને પૃથ્વી પણ પૂર્ણ ભાસશે અને અર્ધદગ્ધને કે અપૂર્ણને પૃથ્વી પણ અવ્યવસ્થિત અને અપૂર્ણજ ભાસશે.

( મહાત્મા ગાંધીની દિવ્યવાણી. )

૩૭૮ જેને ઇશ્વર શિવાય કોઇ બીજો આધાર નથી, તે જાણતો પણ નથી કે સંસારમાં પરાભવ એવી કોઇ વસ્તુ છે.

૩૭૯ ભારત આત્મબળથી સર્વ કાંઇ જીતી શકે છે. આત્માની શક્તિ આગળ શરીરની શક્તિ તૃણવત્ છે.

૩૮૦ સત્યથી મહાન કોઇ ધર્મ નથી અને अहिंसा परमोधर्मः થી મહાન કોઇ આચાર નથી. સત્યનો કદી પણ નાશ થતો નથી.

૩૮૧ જો દેશહિતનો ભાવ દૃઢ ધાર્મિકતાથી જાગ્રત થતો હોય તો તે ભાવ બહુજ સરસ રીતે ચમકી ઉઠશે.

૩૮૨ વજ્ર સમાન કઠોર હૃદયવાળા પણ આત્મબળના અગ્નિમાં પીગળી શકે છે. આ અતિશયોક્તિ નથી. ગણિતના આંકડા જેવુંજ છે.

૩૮૩ જુદા જુદા ધર્મ એકજ સ્થાન પર પહોંચવાના માર્ગ છે. આપણે જુદા જુદા રસ્તા પકડયા તેથી શું થયું ? તેમાં શું આપત્તિ છે?

૩૮૪ સત્યાગ્રહી તેજ થઇ શકે છે કે જેની ધર્મમાં સત્યનિષ્ટા હોય. "મુખમેં રામ ઔર બગલમેં છુરી" તે નિષ્ટા ન કહી શકાય. ધર્મને નામે ઉલટાં કામ કરવાં તે ધર્મ નથી.

૩૮૫ ખાવા અને બોલવાના સંબંધમાં જેણે જીભની ચંચળતાને રોકી લીધી, તેણે સર્વને પોતાને વશ કરી લીધા.

૩૮૬ નક્કી માનજો કે જો અમારૂં જીવન સંયમમય હશે તો અમે ઇચ્છીશું તે પ્રાપ્ત કરી શકીશું.

૩૮૭ પ્રાચિન કાળમાં જીવનનો આધાર સંયમ હતો પણ આજકાલ એનો આધાર આનંદ મંગલ છે, એનું ફળ એ મળ્યું કે અમે લોકો બળહીન થઇને કાયર થઇ ગયા છીએ.

૩૮૮ મગજમાં ભરેલા જ્ઞાનનો જેટલો અંશ કાર્યમાં વપરાય તેટલાની કિંમત છે. બાકીનો બધો બોજો નકામો છે.

૩૮૯ સાધારણ રીતે એમ કહી શકાય કે આર્થિક કે ઐહિક સુખની વૃદ્ધિથી કોઇ દિવસ કોઇ પ્રકારની નૈતિક ઉન્નતિ નથી થઇ શકતી.

૩૯૦ ભારત રેલો, વકીલો અને ડાક્ટરોથીજ કંગાલ થયું છે. એ ચીજ એવી છે કે આપણે વખતસર જાગ્રત ન થયા તો આપણને ચારે તરફથી ઘેરી લેશે.

૩૯૧ અત્યન્જોના ધંધામાં નીચતાની કંઇજ વાત નથી. ડોક્ટર અને અમારી માતાઓ પણ એવું કામ કરે છે.

૩૯૨ સ્વાધિનતા કે ગુલામી મનનો ખેલ છે. જેનું મન સ્વાધીન છે, તે વિષ્ટાનો ટોપલો ઉપાડતો હોય તો પણ રાજા છે.

૩૯૩ વાસ્તવિક શોભા તો એજ છે કે અપકારને બદલો ઉપકારથી વાળવામાં આવે.

૩૯૪ આધ્યાત્મિક દૃષ્ટીથી અમારા દેશોને ત્યારેજ પ્રાધાન્ય મળશે કે જ્યારે સુવર્ણને બદલે સત્ય, ઐશ્વર્યને બદલે નિર્ભયતા, અને દેહાસક્તિને બદલે પરોપકારની સમૃદ્ધિ દેખાડવા માંડશે.

૩૯૫ કેવળ પાડોશીઓ અને મિત્રથીજ પ્રેમ ન કરતા, પરંતુ જે લોકો તમારા શત્રુ હોય તેનાથી પણ પ્રેમ કરજો. उदार चरितानां तु, वसुधैव कुटुम्बकम्:— ઉદાર ચરિત પુરૂષોને વસુધા આખી પોતાનું કુટુમ્બ છે.

---

## દ્વિતિય ખંડ.

### મુએલો વિશ્વાસ.

"કોઇ એક માણસના ઘરમાં રાતે ચોર આવ્યો, ત્યારે તેની બાયડીએ કહ્યું કે, ઘરમાં કાંઇ ખડખડ ભડભડ થાય છે. ધણીએ કહ્યું કે હું સાંભળું છું. બાયડીએ કહ્યું કે, બારી ઉઘાડી, ધણીએ કહ્યું કે, હું જોઉં છું. બાયડીએ કહ્યું કે, પેટીનું તાળું ઉઘડયું, તો કહે હું જાણું છું; પછી કહ્યું કે, માલ કાઢયો તો કહે કે હું જાણું છું. ચોર બહાર નીકળે છે તો કહે કે હું જાણું છું. ચોર ગયો, તો કહે કે હું જાણું છું. ત્યારે બાયડીએ કહ્યું, ધૂળ પડી તમારા જાણવામાં એ જાણ્યું

શું કામનું ? એવું જાણ્યા કરતાં તો ન જાણ્યુંજ સારૂં. તેમજ માણસમાં ડહાપણ, હોય ચતુરાઇ હોય, પણ જો તેણે કામમાં લીધું તો એ શું કામનું ? બહુ વાતો કરે, બહુ શાસ્ત્ર ભણે, બહુ દોડધામ કરે, બહુ તીર્થ કરે અને બહુ આભડછેટ પાળે, પણ જો અંતરના વિકારો ઓછા ન કરે તો એ જ્ઞાન શું કામનું ? એમ તો ઉંદર પણ એકાંતમાં રહે છે, વાંદરાઓ ફળ-ફૂલ ખાઇને રહે છે, માછલાંઓ પાણીમાં ભીંજાએલાંજ રહે છે, ગધેડાઓ પણ રાખમાં લોટે છે, અને સાપ પણ ઘર બાંધતા નથી પરંન્તુ એથી કાંઇ મોક્ષ થાય નહિ. જ્ઞાન અનુભવમાં આવે ત્યારેજ કામનું છે. અનુભવમાં ન આવે ત્યાં સુધીનું જ્ઞાન તે આંધળું જ્ઞાન છે, અને ત્યાં સુધીનો વિશ્વાસ તે મુએલો વિશ્વાસ છે; માટે ભાઈઓ એવા મુએલા વિશ્વાસમાં પડી ન રહો."

(સંસારમાં સ્વર્ગ)

## આપણા બ્હાના.

ઘણા માણસો એમ કહે છે કે "અમારી પાસે પૈસા નથી એટલે લાચાર, જો પૈસા હોય તો તે રંગ દેખાડીએ." કોઇ કહે છે કે, "અમને વખત મળતો નથી એટલે ચુપ બેઠા છીએ, જો વખત મળતો હોત તો ઘણીએ ઉથલપાથલ કરત." કોઇ કહે કે "પ્રભુએ અમને બુદ્ધી નથી આપી એટલે શું કરીએ ? જો શાસ્ત્રોની વાતોમાં અમારી અક્કલ પહોંચતી હોત તો-તો અમે ગણું એ કરત." કોઇ કહે છે કે "અમારા હાથમાં સત્તા નથી એટલે શું કરીએ ? થોડીક વાર સત્તા મળે તો ચમત્કાર બતાવી દઇએ. અને કોઇ કહે છે કે, "જમાનો ફરી ગયો એટલે ઉપાય

નહિ, નહિ તો ભાર શું છે? જે ધારીએ તે કરીએ." ધર્મનાં કામો કરવામાં આવી રીતે દરેક માણસ કાંઇને કાંઇ બહાનાં કહાડયા કરે છે; એટલુંજ નહિ પણ ઘણા માણસો છેવટ સુધી એવાં બ્હાનાઓમાંજ રહી જાય છે અને કાંઇ પણ સાર્થકતા કર્યા વિના ધોએલ મૂળા જેવા ખાલી હાથે ચાલ્યા જાય છે.

(સ્વર્ગનો ખજાનો.)

## ખરૂં શૌર્ય.

સંસારમાં જે માણસ સંપતિથી ફૂલાય છે અને વિપત્તિથી દીન થાય છે તે મૂર્ખ છે. સંપતિ કે વિપત્તિ એ કાંઇ માણસના હાથમાં નથી. માણસના હાથમાં તો નિરંતર પ્રયત્ન કરવો એટલુંજ છે તો પ્રયત્ન કર્યા કરવો અને વિઘ્નથી પાછા ન હઠવું એટલાંજ ખરા શૌર્યનું તત્વ સમાયેલું છે, પરાક્રમના બીજ વાળા ઘણા પુરૂષો માત્ર વિઘ્નથી ભય પામી અમૂલ્ય જીવીત એળે ગુમાવે છે તેઓ બાયલા છે. શોર્યનું તાત્પર્યજ નીડરતા છે. માણસની કલ્પના ઘણી વખત ભય ન હોય ત્યાં ભય ઉભો કરી માણસને ઠગે છે. પણ શૌર્ય એનું નામ કે કલ્પના કરતાં નિશ્ચય કરવાની ટેવ વધારે રાખી નીડરવાથી ચાલવું.

(સાહિત્ય રત્ન)

## શું કરવાનું છે.

" દુઃખને અન્તે જે યશ, તેજ ખરો યશ છે. ધન બળે દેશનું કલ્યાણ કરનારાઓ કરતાં તન મન બળથી દેશનુ઼ા કલ્યાણ કરનારાઓનું માન અને કામ વધારે ઉંચી જાતનું અને ઘણી વાર રહે તેવું અને મૂલ્યવાળું છે, "

"ખરેખર આપણે ઘણું કરવાનું છે. વિદ્યાજ્ઞાનનો પ્રસાર કરવો છે, શુદ્ધ ધર્મ ચલાવવો છે, ઘર સુધરાવટ કરવી છે, દેશી રાજ્યની ઉંઘ ઉરાડવી છે–ટુંકામાં નાના પ્રકારે દેશનો ઉત્કર્ષ કરવો છે. આપણાથી તે કંઇ સઘળું થવાનું નથી, તો પણ શું આપણા છોકરાં પણ નહિ કરે? જો આપણે અમુક સીમ બાંધી જઇએ તો આપણાં છોકરાંઓને તેટલી મહેનત ઓછી! તેઓ પછી ત્યાંથી આગળ વધશે." (નર્મગદ્ય.)

આજ આપણે માથે એક ધર્મ એ આવી પડયો છે કે જે બજાવ્યેજ છુટકો છે. તે ધર્મ તે સ્વદેશી ધર્મ. જ્યાં સુધી તે ધર્મનું પાલન નહિ કરીએ ત્યાં સુધી આપણો ઉદ્ધાર થવાનો નથી, આપણું દારિદ્ર જવાનું નથી, ટુંકામાં આપણને સ્વરાજ્ય મળવાનું નથી. માટે આ સ્વાશ્રય ધર્મ બજાવવા યા હોમ મંડી પડવું એ આપણી (પ્રત્યેક હીન્દીની) ફરજ છે. (વે. દે. શાહ.)

## આત્મિક ગુણો.

પ્રિય વિદ્યાર્થી બન્ધુઓ! ભારતની ભાવી દશા સુધારવી અથવા બગાડવી એ તમારા પોતાનાજ હાથમાં છે. જો તમે તમારા પૂર્વજોના ઈતિહાસને પુનઃ ઉજ્જવળ કરવા માગતા હો, તમને તમારા જીવનની પ્રગતિ કરવી ઇષ્ટ હોય અને તમે સ્વ. ગોખલે, ગારફીલ્ડ કે વોશીંગટન અને અર્વાચિન ઋષિરત્ન કર્મવીર ગાંધીજી જેવા બનવા ઇચ્છતા હો તો તમારે સાહસ, દૃઢતા, નીડરતા અને સત્યવાના ગુણને કેળવવા અભ્યાસ પાડવો જોઇએ, મુશ્કેલીઓ અને આપત્તિઓથી સ્વપ્નમાં પણ ન ડરો,

નીડરતાએ આત્માનો ગુણ છે; એ ગુણને જેમ બને તેમ વધારે ખીલવો. "અમુક કામ તો મારાથી થઈ શકે તેમ નથી" એમ ધારી લમણે હાથ મૂકી બેસી રહેવાથી કાયરતા તમે તમારી ને જગત સમક્ષ રજુ કરો છો. ગમે તેવું મુશ્કેલ કાર્ય પણ શ્રમ પાસે સહજ સાધ્ય બની જાય છે. દઢતા, ઉદ્યોગ કિંવા સાહસ એજ ઉન્નતિનો મૂળ મંત્ર છે.

(વિદ્યાર્થી બન્ધુમાંથી સુધારા સાથે.)

## સંકલ્પ બળ.

"આ પળથી હું હરેક પ્રકારની મર્યાદા અને બંધનોથી મારાં અંતરાત્માને સ્વતંત્ર માનું છું. મારી ઇચ્છા પ્રમાણેજ હું ચાલીશ. મારી જાતનો હું સર્વથા સ્વામિ છું. બીજાઓના કથનને યોગ્ય રીતે વિચારિશ, અટકીશ, તપાસ કરીશ, ગૃહણ કરીશ, અને ચિંતન કરીશ. આ રીતે ધીમેથી પરંતુ મજબુત સંકલ્પ બળથી મને મર્યાદામાં રાખનારી સઘળી હદો અને મર્યાદાઓથી હું છુટો થઇશ."

"હું ઉતાવળથી નહિ પણ ધીરજથી કામ કરૂં છું, કારણકે ઉતાવળથી શું પ્રાપ્ત થાય છે? હું શાશ્વતમાર્ગનો પથિક છું અને વસ્તુવઃ મારૂં છે તે મને અવશ્ય પ્રાપ્ત થશેજ જાગતાં અથવા ઉંઘતાં દિવસે તેમજ રાત્રે હું જે મિત્રોને શોધું છું તે મિત્રો પણ મને શોધે છેજ."

(પ્રભુમય જીવન.)

## પ્રેમનો પ્રભાવ.

પરમાત્મા પ્રેમના સમુદ્રરૂપ છે. જે પળે આપણે પરમાત્મા સાથે આપણા ઐકયનું નિશ્ચયપૂર્વક ભાન કરીએ છીએ તે પળે આપણામાં એટલો બધો પ્રેમ અને આનંદ વ્યાપી રહે છે કે જેથી આપણે શુભજ જોઇ શકીએ છીએ. પરમાત્મા સાથે એકતાનું જ્ઞાન થવાની સાથે આપણે અન્ય સર્વ પ્રાણી પદાર્થો સાથે પણ એકતાના સંબંધમાં આવીએ છીએ. એ વાતનો જો આપણે ખરો ખ્યાલ આવે તો આપણે કોઇપણ વ્યકિતને નુકસાન કરી શકીએ નહિ; કેમકે આપણે સર્વ એકજ મહાન શરીરનાં અંગોરૂપ હોવાથી તે શરીરનાં સર્વ અંગોને ઇજા કર્યા વિના આપણે તેના એક પણ અંગને ઇજા કરી શકીએ નહિ.

જો આખું જગત તમને ચહાય એમ ઇચ્છતા હો તો તમે પણ આખા જગતને ચહાવા લાગો, અને આ સિદ્ધાંતો સદા યાદ રાખજો કે બીજા પ્રત્યે જે પ્રમાણમાં આપણે પ્રેમ દર્શાવીશું, તે પ્રમાણમાં બીજા પણ આપણા પ્રતિ પ્રેમ દર્શાવશેજ. વિચારો એ શક્તિઓ છે, દરેક શક્તિ પોતાના જેવીજ બીજી શકિતઓ ઉત્પન્ન કરે છે, અને દરેક વિચારને અનુકુળ બીજા વિચારો વિચાર વાતાવરણમાંથી સ્વાભાવિક રીતેજ ખેંચાઇ આવે છે.

( પ્રભુમય જીવન. )

## વિચાર શકિત.

શુભ યા અશુભ વિચારો કાર્ય રૂપે પરિણામે છે અને કાર્યો વખત જતાં ટેવ રૂપે પરિણામ પામે છે. માનવ જીવનનો ક્રમજ

એવો છે, કે આજે જે તમારા વિચારો છે, ભાવનાઓ છે, તે વહેલા કે મોડા જરૂર તમારા જીવનમાં એટલે કાર્ય પ્રદેશમાં અને ટેવના રૂપમાં પ્રગટ થયા રહેનાર નથી. આ મહાન અને અબાધ્ય નિયમને અનુસરીને આપણે જીંદગીની પ્રત્યેક પળે જાણતાં કે અજાણતાં નવી ટેવ પાડતાજ ચાલીએ છીએ. એમાં કેટલીક ટેવો ઇષ્ટ હોય છે, તો કેટલીક અનિષ્ટ હોય છે. આ અનિષ્ટ ટેવ થોડી અથવા થોડા પ્રમાણમાં હોય છે ત્યાં સુધી તો બહુ હાનિકારક નીવડતી નથી; પરંતુ જયાં તે વધી અથવા તો તેનો સમુહ એકઠો થયો કે પછી તો તે અવશ્ય દુઃખરૂપ—શોકજનક નીવડે છેજ. એજ પ્રમાણે શુભ ટેવો આપણને શાંતિ, આનંદ અને શક્તિ આપનાર નીવડે છે.

(ચરિત્ર અને વિચાર.)

## અહિંસા ચિંતામણી.

આપણે આજે નામર્દ છીએ, તેનું કારણ આપણને પ્રહાર કરતા આવડતું નથી એ નથી; આપણે મરતા ડરીએ છીએ, એ છે. જે મરણની ભીતિથી, ખરો કે ખોટો ભય આવતાં નાસી જાય છે, છતાં જે હરઘડી એમ ઇચ્છે છે કે બીજો કોઇ પુરૂષ ડરાવનાર પુરૂષનો નાશ કરી ભયને દૂર કરે, તે જૈન ધર્મ પ્રચારક મહાવીરનો કે બુધનો કે વેદનો અનુયાયી હોઇ ન શકે. જે માણસ વ્યાપારમાં બીજાને ચેતરીને તેનું ટીપે ટીપે લોહી સૂસી તેનો પ્રાણ હરે છે, અથવા જે થોડીક ગાયોનું હથિયારથી રક્ષણ કરે છે, પરંતુ ખાટકીનો જીવ લે છે, અથવા જે સ્વદેશનું માની લીધેલું ભલું કરવા

વાસ્તે કેટલાક અમલદારોને ખૂન કરતાં અચકાતો નથી, તે અહિંસાનો અનુયાયી હોઇ શકે નહિ. આ બધાં કાર્યો દ્વેષથી, ભીરૂતાથી કે ડરથી પ્રેરાયલાં છે. ગાય કે દેશ માટેનો પ્રેમ નામનોજ છે, પરંતુ આવી પ્રવૃત્તિ ડંખીલા સ્વભાવને અથવા પોતાના ગર્વને તૃપ્ત કરવા માટે યોજાયલી હોય છે.

અહિંસા, મારા નમ્ર મત પ્રમાણે, રીતસર સમજવામાં આવે તો તે ઐહિક તેમ પારલૌકિક, સર્વ દુઃખોને મટાડવા માટે ચિંતામણી રૂપ છે. તેનું અતિશય સેવન કરવું શકય નથી. અત્યારે તો તેનું જરા પણ સેવન કરતા નથી. અહિંસા બીજા ગુણોની આડે નથી આવતી. પરંતુ અહિંસાનું પ્રાથમિક રૂપે પણ સેવન થઇ શકે તે પૂર્વે બીજા ગુણોનું સેવન આવશ્યક છે. મહાવીર અને બુધ સૈનિકો હતા; તેમજ ટોલ્સ્ટોય પણ હતા. તેઓને પોતાની પ્રવૃત્તિનું ગંભીર સ્વરૂપ યથાર્થ રીતે ખ્યાલમાં આવ્યું હતું. તેઓજ યોગ્ય, સુખી ઉદાત્ત અને દૈવી જીવનનું રહસ્ય મેળવી શકયા હતા. આપણે આ ઉપદેશકોના સહભાગી બનશું, તો આપણો દેશ ફરીથી પાછો દેવોનું નિવાસ સ્થાન બનશે.

( મહાત્મા ગાંધીજીની વિચાર સૃષ્ટિ. )

## નીતિ ધર્મ.

જ્યાં સુધી માણસ સ્વાર્થી છે એટલે બીજાના સુખની પરવા નથી કરતો ત્યાં સુધી તે જનાવરના જેવો તથા તેથી ઉતરતો છે. માણસ જનાવરથી ચડે છે તે આપણે ત્યારેજ જોઇ શકીએ છીએ

કે જ્યારે આપણે તેને પોતાના કુટુંબનો બચાવ કરતાં જોઇએ છીએ. તે હજુ વધારે માણસાઈમાં ત્યારે આવે છે કે જ્યારે પોતાના દેશને અથવા તો પોતાની કોમને પોતાનાં કુટુંબમાં ગણે છે. જ્યારે આખી કોમને તેવી રીતે ગણે ત્યારે તે તેથી પણ ઉંચી પાયરીએ ચડે છે. એટલે કે જેટલે દરજ્જે માણસ, માણસ જાતિની સેવામાં પછાત રહે છે તેટલે દરજ્જે તે હેવાન છે, અથવા તો અપૂર્ણ છે. મારી સ્ત્રીને સારૂ, મારી કોમને સારૂ મને દર્દ થાય પણ તેની બહારના માણસ સારૂ કંઇ લાગણી ન થાય તો દેખીતું છે કે મને માણસ જાતનાં દુઃખની કદર નથી. પણ સ્ત્રી બાળક કે કોમ જેને મેં મારા માન્યાં છે તેને સારૂ ભેદ બુદ્ધિએ કે સ્વાર્થ બુદ્ધિએ કંઈક લાગણી થાય છે.

એટલે જ્યાં સુધી આપણા મનમાં દરેક માનવીને વિષે દયા ન આવે ત્યાં સુધી આપણે નીતિધર્મ નથી પાળ્યો અને નથી જાણ્યો. આથી આપણને જણાશે કે ઉંચ નીતિ તે સાર્વજનિક હોવી જોઇએ. આપણા સંબંધમાંનો દરેક માણસ આપણી ઉપર હક ધરાવે છે. એટલે કે આપણે સદા તેની સેવા કરવી એ આપણી ફરજ છે. આપણો હક કોઇની ઉપર નથી એમ વિચારી આપણે વર્તવું જોઇએ. કોઇ કહેશે કે તેમ કરનાર માણસ આ દુનિયાના ઝપાટામાં આવી કચરાઇ મરશે; પણ એ વાત માત્ર અજ્ઞાનતા સૂચવે છે. કેમકે એવી એક નિષ્ઠાથી સેવા કરનાર માણસને હમેશાં ઈશ્વર બચાવી લે છે એવો જગપ્રસિદ્ધ અનુભવ છે.

(મહાત્મા ગાંધીની વિચાર સૃષ્ટિ.)

## ખરો ધાર્મિક કોણ?

"જે માણુસ પોતે શુદ્ધ છે, દ્વેષ કરતો નથી, ખોટો લાભ કોઇનો લેતો નથી, હમેશાં પવિત્ર મન રાખી વર્તે છે તેજ માણુસ ધાર્મિક છે, તેજ સુખી છે, અને તેજ પૈસાદાર છે. તેઓનાથીજ માણુસ જાતની સેવા બની શકે છે. જે દિવાસળીમાં દેવતા નહિ હોય તે બીજા લાકડાં કેમ સળગાવી શકશે? જે માણુસ પોતે નીતિ નથી પાળતો તે બીજાને શું શીખવશે? પોતે ડુબતો બીજાને કેમ તારી શકે? નીતિનું આચરણ કરતો માણુસ દુનિયાની સેવા કેમ કરવી એમ કદી સવાલ ઉઠાવતો નથી. કેમકે એ સવાલ તેને ઉછતો નથી. ઇમરસન કહે છે 'ભલા માણુસનું દુઃખ તે પણ તેઓનું સુખ છે અને ભુંડાને તો પૈસો, તેની કીર્તિ તે પણ તેઓને અને દુનિયાને દુઃખરૂપ છે." (મહાત્મા ગાંધીની વિચાર સૃષ્ટિ.)

---

# ત્રિતિય ખંડ.

---

## तत् सत् प मात्मने नमः
## વેલ-તરંગ પ્રસાદી.

ત્રિભુવન દુઃખ હરનારા આપને હું નમું છું,
ત્રિભુવન તિમિર હરનારા આપને હું નમું છું;
ત્રિભુવન ઉપકારી-ઇશ્વરા હું નમું છું,
ભવનિધિ તારક-હે નાથજી હું નમું છું.

---

## ઈશ્વર સ્તવન.

(ચોપાઇ.)

પ્રભુ દીનાનાથ લાગું પાય, અખંડ આનંદ દર્શને થાય,
પ્રભુ ક્યાંથી હું સદ્‌ભાગી, તમ દર્શને લેહ લાગી.

પ્રભુ આપ મહા ગુણ ધારી, દીઓ આ રંકને ઉદ્ધારી;
પ્રભુ આપ તણા ગુણ ગાતાં, પાતક સૌ બળી મમ જાતાં.

પ્રભુ બાંધ્યા મેં કૈંક કર્મ, ભોગવવાના તે તો સર્વ;
છતાં આપ દર્શ પ્રભાવે, મમ કર્મ ખપી ઝટ જાયે.

પ્રભુ હું તો એવું માગું, ભવ આ સુધરે જેથી મારૂં;
આપ ગુણ ગાઈ પ્રભુ પ્રીતે, કર્મ ખપાવીશ મ્હારા નિત્યે.

રંક તણી પ્રભુ એજ આશા, ષડ્ રિપુ જયમ જાય નાશ્યા;
અખંડ બળ પ્રભુ આપો, થાઉં જેથી આપ સરખો.

———o———

(ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો. એ રાહ.)

હે પ્રભુ હે પ્રભુ શું કરૂં, કીધાં પાપ અઘોર;
મન લાગ્યું માયા વષે, કરતું દોડા દોડ–હે પ્રભુ.

આતમ સ્વરૂપ જાણ્યું દેહ ઉપર છે મોહ.
આળ પંપાળ વધતી ગણી, ક્યાંથી પ્રભુનો જોગ–હે પ્રભુ.

પ્રભુ તું દીન બેલી ખરે, જાબરૂં તુજમાં જોર;
સન્માર્ગે પ્રભુ વાળજે; સત્સંગે તું જોડ-હે પ્રભુ.
આત્મહિત નીરખી શકું, છૂટે મમતાને મોહ;
ચિત્તચોટે સમતા મહીં, પછી પૂછવું, શું હોય. હે પ્રભુ.

---

## ક્ષમા યાચના.

ક્ષણિક આ દેહ માનવનો, ભરૂંસો જીંદગી નો શો ?
અવિનય અપરાધ કૈં કીધો, ક્ષમાદાતા ક્ષમા કરજો.
વચન મન તથા કાયે, દુભાવ્યા મેં કદી તમને,
અજાણે કે કદી જાણે, ક્ષમાદાતા ક્ષમા કરજો.
ક્ષમાએ વીરનું ભુષણ, ક્ષમાએ ધામ શાંતિનું;
ક્ષમાના પ્યાસીને પ્રીતે, ક્ષમાદાતા ક્ષમા કરજો.
કદી ષડ્ શત્રુના યોગે, ઘટિત ના તે થયું મુજથી;
રિપુ તે સર્વને બાળી, ક્ષમા યાચું ક્ષમા કરજો
ભલે માતા ભલે પિતા, વડિલ હો કે લઘુ ભ્રાતા,
ભલે સ્નેહી ભલે વેરી; ક્ષમા યાચું ક્ષમા કરજો.

---:o:---

## શ્રી મહાવીર જયંતિ નીમિત્તે-પ્રભુ મહાવીરને પગલે

( વિર સં. ૨૪૪૭. વિક્રમ સં. ૧૯૭૭. )

ગઝલ.

અતિ આનંદ હૈયામાં, જનમ દિન વીરનો આજે;
છલકતાં પ્રેમના ઝરણા, જુઓ આ પ્રેમથી ગાજે.
પ્રભુ મહાવીર જીવનનો, ગ્રહણ સંદેશ આ કરજો,
બધાંએ પ્રાણીઓ પ્રત્યે, દયાની નેમથી નીરખો.
ક્ષમાએ વીરનું ભુષણ, ક્ષમાએ ધામ શાંતિનું;
'ક્ષમા' એ ગુણ ધારીને, સુધારી આ જીવન લેજો.
કરો માબાપની સેવા, બનો મહાવીરના જેવા,
પ્રભુ મહાવીરને પગલે, અહુરનીશને ચાલતો વીરા.
દીગમ્બર જૈન હો ભાઇ, શ્વેતામ્બર હો ભલે ભાઈ,
પ્રભુ મહાવીર ગુણગાતાં, અખંડ આનંદ લ્યો પાઇ.
મહાત્મા વીર ગાંધીજી, સૂણી સંદેશ આ રૂડો,
બતાવે કાર્યથી આજે, અનુપમ ઐક્યનો ઝુંડો.

---

## મહાત્મા ગાંધીજી શું કહે છે?

ગજલે-કવાલી.

અરે ઓ ભાર્તના વાસી, દશા તો આપણી આ શી?
છતાં પણ કાં રહ્યા બેસી, હવે તો જાવ કૈં ચેતી.
બધો વ્યાપાર પર હાથે, પુરી પરતંત્રતા તો એ,
ખરે સ્વતંત્ર થાવાને, હવે તો જાવ કૈં ચેતી.

વિદેશી વસ્ત્રને ત્યાગો, વિદેશી નકલને ત્યાગો,
સ્વદેશી ભાવથી ભાળો, હવે તો જાવ કૈં ચેતી.

નથી આ સમય રોવાનો, સમય ના બેસી જોવાનો,
સમય આ કાર્ય કરવાનો, હવે તો જાવ કૈં ચેતી.

શ્રીમંતો મોજને ત્યાગો, જીવન સાદું હવે ગાળો,
ભલું જો દેશનું ચાહો, હવે તો જાવ કૈં ચેતી.

મદદ આપો તમે ભાવે, તમારા દેશના કાજે,
ગૃહો સુ'ચક્ર ઉલ્લાસે, હવે તો જાવ કૈં ચેતી.

અરે ઓ હિન્દ મૈયાઓ, હુન્નર તમ હાથ લ્યો પાછો,
તમારાં બાળકો ઢાંકો, હવે તો જાવ કૈં ચેતી,

વળી ચ્હા કાફી ને બીડી, કરે ભારીજ ખુવારી,
છતાં કાં ના દીઓ ત્યાગી? હવે તો જાવ કૈં ચેતી.

વળી દારૂ અને એવાં, મૂકી દ્યો સર્વ એ પીણાં,
અતિ નુકસાન કરનારાં, હવે તો જાવ કૈં ચેતી.

ભરાશો ના તમે ક્રોધે, ધરો સમતા પુરી હૃદયે,
કહે શું? ગાંધીજી તમને, હવે તો જાવ કૈં ચેતી.

જીવન સાદું હવે ગાળો, પુનર ઉદ્ધાર ભારતનો,
જરૂર એથીજ થાવાનો, હવે તો જાવ કૈં ચેતી.

# પરમાર્થ.

## દોહરો.

કર પરમારથ પ્રિતથી, તેમાં છે તુજ હિત;
પરહિત વણ તુજ હિત ના, માનવ જાણ ખચીત.
ગાય ભેંસ સૌ પ્રાણીઓ, કરી રહ્યા પરમાર્થ;
માનવ તું ભૂલ્યો અરે, જયાં ત્યાં સાધે સ્વાર્થ.
ઝાડપાન જડ વસ્તુ પણ, આપી અન્યને ભોગ;
મિષ્ટ ફળ નિત્યે દીએ; પત્થર મારે લોક.
પણ ચેતન તું માનવી, કાં ભૂલ્યો હિત માર્ગ?
પરહિતમાં તુજ હિત છે, એ તું નિશ્ચે જાણ.
સૂર્ય પ્રકાશી પૃથ્વી પર, આપે નિત્ય પ્રકાશ,
પરમારથને કારણે, જાણ ખરેખર ખાસ.
સકલ પ્રાણી આ પૃથ્વી પર, આપે નિત્ય પ્રકાશ;
સૃષ્ટી ટકે ના તે વિના, કરી જુઓ વિચાર.
ઉત્તમ નર તો એજ છે, ત્યાગી ખરે સ્વહિત;
પરહિતમાં રાચી રહ્યો, ધન્ય જન્મ નર વીર.
જે જન સ્વસ્વાર્થની, સાથે કરે ઉપકાર
મધ્યમ નર તે જાણવો, સ્વાર્થ પછી ઉપકાર
અધમ માનવી એજ છે, સાધે છે નિજ સ્વાર્થ,
અન્ય હિતના નીરખે, એ નરને ધિક્કાર.

અધમ અધમ કીટકારને, પાત્ર કરોડી વાર!
હિત પોતાનું ના કરે, ને કરે અન્ય બગાડ.

ઘાસ તણી ગંજી વિષે, ઉભો કુત્રો એક;
ઘાસ ખાય પોતે નહિ, ને નવ ખાવા દેય.

ગાય બાપડી ઊભી છે, ખાવાને એ ઘાસ;
કુત્રો ખાવા દેય નહિ, ને નવ પોતે ખાય.

એવો નર હા જાણવો, જે ન કરે પરમાર્થ;
ધીક્ક ધીક્ક એ માનવી, વ્યર્થ ગયો અવતાર.

ધન્ય દધિચિ મુનિ હા, ધન્યજ રંતિ દેવ;
પરમારથના દાખલ; માનવ આ તું લેય.

ઉત્તમ નર તું થૈ ખરે, અવિચળ કીર્તિ પામ;
વેલ—હૃદય એ વાંછના, કર પરમારથ-કામ.

—:૦:—

## ગુજરાતના કવિ તથા બાબુ પ. પુ. જૈન હાઈસ્કુલના હેડ માસ્તર બા. આર. દીવેટીઆના અકાળ અવસાન માટે હાઈસ્કુલના વિદ્યાર્થીઓએ દર્શાવેલ ખેદ.

અરેરે દૈવ શું સુઝયું, અમારૂં રત્ન લૈ લીધું,
કરીને શોકામય હૈયાં, અચાનક શું અરે કીધું?

પ્રકાશીત રત્ન અમ જાતાં, બધે અંધકાર વ્યાપ્યો છે,
હૃદય દિલગીર બહુ થાતાં, અતિ અફસોસ વાધ્યો છે.

દયાળુ દિલના દાના, અમારા પુજય કે'વાતા,
ગયા શું દેવને ધામે, જગત મિથ્યાજ જાણીને?

અમારી આંખથી આંસુ, વહે છે શોકના આજે,
અચાનક શું ગયા ચાલી, પ્રભુના ગુપ્ત કં કાજે.

કુટુંબ તમ સુખીયું થાજો, મળીને પૂર્ણ દિલાસો,
મળો તમ આત્મને શાંતિ, બીરાજો જ્યાં તમે નિત્યે,

અમે તમ શિષ્ય આ આજે, વિભુને વિનતિ કરીએ,
અમર કીર્તિ સદા હોજો, સુરજને ચંદ્રની સાખે.

### દોહરો.

સુરજ વિણુ દિવસ ખરે, શશિ વિણુ જેવી રાત,
દીવેટીઆ નર રત્ન વિણુ, શુન્ય બન્ને દિન રાત.

———:o:———

## નૂતન વર્ષ-મનોભાવના.

નવલ આ વર્ષને દિને; હૃદય અમ ભાવના એ છે,
વધો સુખ સંપતિ સાથે, રૂડો શું ઐકય ભારતમાં.

જીવન સાદું સ્વદેશીમાં, વિદેશી ત્યાગી વસ્ત્રોને,
વલણ અમ આત્મ આ કેરૂં, દિવસ શુભ આજથી કરશું.

નહિ કંકાશ કે કજીઓ, મુસલમીન પારસી સાથે,
અમે સંતાન ભારતના, કદાપિ આજથી કરશું.

### દોહરો.

ધન્ય ધન્ય દિન આજનો, ધન્ય ભારત સંતાન,
સ્વરાજય માટે સજ્જ થવું, એકજ હૃદયે તાન.

---

## નૂતન વર્ષ-મનોભાવના.

પ્રકાશી શું રહ્યો છે આ, પ્રભાકર પૂર્વ દિશામાં,
ભારતની કીર્તિને માટે, નૂતન આ વર્ષને દિને.

પૂરણ આરોગ્યતા બક્ષી, કરી આયુષ્યમાં વૃદ્ધિ,
વળી અર્પે વિમળ બુદ્ધિ, નૂતન આ વર્ષને દિને.

કરો સત્કાર્ય સદ્ભાવે, સુખદ પરિણામને લાવે;
સફળ દિન આજનો થાયે, નૂતન આ વર્ષને દિને.

થશે વ્યાપારમાં વૃદ્ધિ, મળીને પૂર્ણ આબાદી;
નીતિમય–પંથમાં ચાલી, નૂતન આ વર્ષને દિને.
પ્રફુલ્લિત હૃદય તો થશે, હૈયાના કષ્ટ વિખરાશે;
પ્રભુમય–જીવન આ થશે, નૂતન આ વર્ષને દિને.
કરો પરમાર્થમય વૃત્તિ, તજી દઇ સ્વાર્થમય બુદ્ધિ;
તરવાને આ જગત્ નિધિ, નૂતન આ વર્ષને દિને.

દોહરો.

જય વિજય પામો સદદ્ સફળ વર્ષ શુભ થાય;
વેલ–હૃદય એ ભાવના, સ્વરાજ્ય તુર્ત પમાય.

---

## નૂતન વર્ષાભીનંદન.

### શાર્દૂલ વિક્રિડિત–છંદ.

લાંબુ આયુષ્ય ભોગવો, કુટુંબ સહ આરોગ્યતા પામીને,
લક્ષ્મી તેજ વધારી લાખ વણજે, કીર્તિ જથ્થો જામીને;
થાઓ પૂરણ વાંચના મનતણી, આબાદી ઉત્કર્ષમાં,
પામો હિંમત પૂર્ણ ત્યાગી ભયને, સ્વરાજ્ય આ વર્ષમાં.

દોહરો.

સ્વદેશી ધર્મ સમજી લઇ, સ્વદેશી હુન્નર આજ,
વધારવા ઉમંગ ધરો, નવિન વર્ષ શુભ આજ.

# દીવાળી કેમ ઉજવશો ?

દિવાળી તો ભલે આવી, ઉજવવી કેમ તે ભાઈ,
વિચારી લ્યો હજુ કાંઇ, સ્વદેશી વસ્ત્રને ધારી.
તજી દો વસ્ત્ર પરદેશી, સજી લ્યો ભાવથી દેશી,
પ્રવૃત્તિ રેંટીઆ કેરી, વધારો ધર્મ તે ધારી.
ન કરશો રોશની ઝાઝી, ન કરશો વાત ભપકાની,
ફટાકા સર્વને ત્યાગી, સ્વદેશી વસ્ત્ર લ્યો ધારી.
જપો સ્વરાજ્યના મંત્રો, ભણો સ્વદેશીના સૂત્રો,
ભલા હિન્દ માતના પુત્રો, મરણભય ત્યાગીને ઉઠો.
વિજય પુરો નથી પામ્યા, ઉજવવા કયમ આ દા'ડા,
તૈયારી પૂર્ણ કરવામાં, સ્વદેશી—પૂર્ણ થાવામાં.
અરે ઓ હિન્દ માતાઓ, ગૃહોને રેંટીઓ વ્હાલો,
ઘરે ઘર ખૂબ સમજાવો, સ્વદેશી મંત્ર આ સાદો.
તજો જાપાનની સાડી, ગૃહોને ખાદી રૂપાળી,
સ્વદેશી ભાવના વાળી, મજાની શુદ્ધ પણ ભાળી.
દીપાવો ગૃહ મંદીરો, કરી દઈ ભસ્મ સૌ કચરો;
વસાવી ખાદીના વસ્ત્રો, ગૃહો સ્વરાજ્યનો રસ્તો.

## કર્મ-યુગ.

આ ગયા હૈ કર્મ-યુગ, કુછ કર્મ કરના શીખ લો;
દેશ પર અરૂ જાતિ પર હંસ હંસ કે મરના શીખ લો.
મારનકો નામ મત લો પહેલે મરના શીખ લો;
મીસ્વે આયર્લેંડ દબ કર ફિર ઉભરના શીખ લો.
પાર યદિ હોના તુમે પરતંત્રતા દુઃખ સિંધુસે;
તૈર કર તો રકત સાગરસે ઉતરના શીખ લો.
ફિર જલા હોંગે સકલ સંસારકો ક્ષણ માત્ર મેં;
દેશ દુઃખકી આગમેં પર પહેલે જલના શીખ લો.
જેલ યાત્રા કે લિયે દિન રાત ઉત્સાહિત રહો,
કૃષ્ણ જન્મ સ્થાનમેં નિર્ભય વિચરના શીખ લો.
દેખના હૈ દૃશ્ય ભારત વર્ષમેં યદિ સ્વર્ગકા,
દેશકા કો પ્રાણ પનસે દુઃખ હરના શીખ લો.

(રાષ્ટ્રગીત માંથી)

# ક્ષમાપના.

હે ભગવાન! હું બહુ ભૂલી ગયો, મેં તમારાં અમૂલ્ય વચનોને લક્ષમાં લીધાં નહીં, તમારા કહેલાં અનુપમ તત્વોનો મેં વિચાર કર્યો નહીં, તમારા પ્રણીત કરેલા ઉત્તમ શીળને સેવ્યું નહીં. તમારા કહેલાં દયા, શાંતિ, ક્ષમા અને પવિત્રતા મેં ઓળખ્યા નહીં. હે ભગવાન! હું ભૂલ્યો, આથડ્યો, રઝળ્યો અને અનંત સંસારની વિટમ્બણામાં પડ્યો છું, હું પાપી છું, હું બહુ મદોન્મત્ત અને કર્મરજથી કરીને મલીન છું, હે પરમાત્મા! તમારાં કહેલાં તત્વો વિના મારો મોક્ષ નથી. હું નિરંતર પ્રપંચમાં પડ્યો છું, અજ્ઞાનથી અંધ થયો છું, મારામાં વિવેક શકિત નથી. હું મૂઢ છું, નિરાશ્રિત છું, અનાથ છું, નિરાગી પરમાત્મા! હવે હું તમારૂં, તમારા ધર્મનું અને તમારા મુનિનું શરણુ ગ્રહું છું. મારા અપરાધ ક્ષય થઇ; હું તે સર્વ પાપથી મુક્ત થઉં એ મારી અભિલાષા છે. આગળ કરેલાં પાપોનો હું હવે પશ્ચાતાપ કરૂં છું. જેમ જેમ હું સૂક્ષ્મ વિચારથી ઉંડો ઉતરૂં છું, તેમ તેમ તમારા તત્વના ચમત્કારા મારા સ્વરૂપનો

પ્રકાશ કરે છે. તમે નિરોગી નિર્વિકારી, સત્ચિદાનંદ સ્વરૂપ, સહજાનંદી, અનંતજ્ઞાની, અનંતદર્શી અને ત્રૈલોક્ય પ્રકાશક છો. હું માત્ર મારા હિતને અર્થે તમારી શાક્ષીએ ક્ષમા ચાહું છું. એક પળ પણ તમારાં કહેલા તત્વની શંકા ન થાય, તમારા કહેલા રસ્તામાં અહો રાત્ર હું રહું ! એજ મારી આકાંક્ષા અને વૃતિ થાઓ. હે સર્વજ્ઞ ભગવાન ! તમને હું વિશેષ શું કહું ? તમારાથી કાંઇ અજાણ્યું નથી. માત્ર પશ્ચાતાપથી હું કર્મજન્ય પાપની ક્ષમા ઇચ્છું છું. ૐ શાંતિ ! શાંતિ ! શાંતિ !

જગદ્ ભૂષણ જીનવરા, જગદ્ વંદ્ય જગ માંય;<br>
યજ્ઞ કર્મના દુષણને, પાવન કરો પળ માંય.

(શ્રીમદ્ રાજચંદ્ર પ્રણિત તત્વ જ્ઞાન માંથી.)



## ' તહીં આ શિર ઝૂકે છે. '



( કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા. )

જહાં નિજ સ્વાર્થનાં બંધો તૂટ્યાં, જ્યાં હે ફકીરી છે,
સ્વીકારી સેવના જેણે, તહીં આ શિર ઝૂકે છે.
ચહે જે સાચને દિલથી, મરે જે સાચને માટે,
અભય જે વીર સઘળે છે, તહીં આ શિર ઝૂકે છે.

ગણે ના ખોફ સત્તાનો, ગણે ના જે સ્તુતિ નિંદા,
ઝુઝે જે લોકના હિતે, તહીં આ શિર ઝૂકે છે.
ભભૂકી દીનના દુઃખે, જીગરમાં હોળીઓ જેને,
મથે એ લ્હાય બૂઝવવા, તહીં આ શિર ઝૂકે છે.

વિરોધીને વિપત્તિનાં હજારો બંડની સામે,
સમરમાં કેશરી ગાજે, તહીં આ શિર ઝૂકે છે,
પ્રજાને દેશની કીર્તિ, તણી જેને ખુમારી છે;
ઉજાળે જન્મ ભૂમિ તે, તહીં આ શિર ઝૂકે છે.

ટકાવા ટેક સ્વાભિમાન, આપે આહુતિ સહુની;
બિરદ જે મર્દનું ધારે, તહીં આ શિર ઝૂકે છે.
ગણ્યું ઘર દેશને જેણે, કુટુંબી દેશીઓ માન્યાં;
વહાવી પ્રેમની ધારા, તહીં આ શિર ઝૂકે છે.

વિભૂતિ દેશને ચરણે, ધરી નિષ્કામ ભાવેથી;
કરે કુરબાની જીવનની તહીં આ શિર ઝૂકે છે.

# सत्वर जोईए छीए।

બીજાઓને માટે નહિ પણ પોતાની જાતને સુધારવા માટે!

યુનીવર્સીટીની પદવી જીતનારા નહિ પણ પોતાના મનનેજ જીતનારા.

અવસ્થાનું ધોરણ—વર્ષ પર નહિ; પણ જીજ્ઞાસાની હિંમ્યતા અને આનંદના યૌવનપર!

અરજી—દીન યાચનાથી ભરેલી નહિ, પણ અધિકાર યુકત આજ્ઞા અને નિશ્ચયને દર્શાવનારી!

તરતજ મોકલો—

પગાર—ઈશ્વર પ્રાપ્તી.

જગદીશ્વર—તમારા પોતાનાજ આત્મા પર.

ઠે. સર્વ સ્થળે.

મુ. તમારા હૃદયમાંજ.

(સ્વામિ સમતીર્થ)

## આ પુસ્તક મળવાનાં ઠેકાણાં.

૧ કે. એન. સેલર પ્રેસ. ચીંચપોકલી. મુંબઈ. નં. ૧૨

૨ માસ્તર કાનજી કરમશી—માંડવી સ્કુલ. મુંબઈ નં. ૩

૩ ધી ગ્રેન મરચ્યન્ટસ એસોસીએશન; માંડવી, મુંબઈ નં. ૩

૪ [illegible]રામવાળા શા. જગજીવન હેમચંદ. ન્યુ ચીંચબંદર. મુંબઈ નં ૯

૫ બાબુ. પી. પી. જૈન બુકસેલર-પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઈ નં. ૨

૬ અમીચંદ ભીમચંદ શાહ. હેરીબીલ્ડીંગ રૂમ નં. ૫૦ સેન્ડહર્સ્ટ રોડ.

૭ ઠક્કર નંદલાલ છગનલાલ; ગ્રાણબંગાલા ઘાટકોપર,

૮ જયશંકર ખોડીદાસ દ્વિવેદી—જુહુ—અંધેરી.

૯ દીપચંદ કેસરીમલ; ઠે—ધુળચંદ સ્વરૂપચંદ—આણંદ-સ્ટેશન—આણંદ.